સોસાયટી ગ્રંથમાળા મણુકો ૩.

કેળવણી ઉત્તેજક એક ટુંકી વાર્તાઃ—

# હું, સુંદરલાલ અને મિત્રમંડળ

— અને —

# શ્રી નિર્મળ કાવ્યમાળા.

લેખક, શ. નિમ[illegible]

ઉર્ફે

વાડીલાલ જે[illegible]ભાઈ ચોકસ[illegible]

ખંભાત.

પ્રકાશક,

ધી યંગ મેન[illegible] જૈન સોસાયટી

ઓફ ગુજરાત-અમદાવાદ.

સને ૧૯૨૮.

ॐ अर्हम्

सोसायटी ग्रंथमाळा मणको-३

કેળવણી ઉત્તેજક એક ટુંકી વાર્તા—

# હું, સુંદરલાલ અને મિત્રમંડળ.

અને

# શ્રી નિર્મળકાવ્યમાળા.


લેખક, રા. નિર્મળ.

ઉર્ફે

વાડીલાલ જીવાભાઈ ચોકસી.

ખંભાત.



પ્રકાશક,

ધી યંગમેન્સ જૈન સોસાયટી ઓફ ગુજરાત તરફથી

વાડીલાલ મોહોકમલાલ શાહ

બી. એ. એલ. એલ. બી.

માણેકચોક—અમદાવાદ.

ધી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે

છાપી, ઠે. ઘીકાંટા—અમદાવાદ.

મૂલ્ય રૂા. ૦-૨-૦. [ પ્રત ૧૦૦૦

# ધી યંગમેન્સ જૈન સોસાયટી ઓફ ગુજરાતના ઉદ્દેશો.

(૧) જૈન ધર્મની ઉપર પડતા અયોગ્ય પ્રહારોનો પ્રતિકાર કરવો.

(૨) દરેક ધાર્મિક કાર્યો અને ફરજો અદા કરવામાં અગ્રભાગ લેવો.

(૩) ધર્મની ઉન્નતિ થાય તેવાં કાર્યો કરવાં.

(૪) જૈન ધર્મને લગતા નૈતિક અને સામાજિક પ્રશ્નો પ્રસંગોપાત ચર્ચવા.

(૫) વ્યવહારિક અને ખાસ કરીને ધાર્મિક કેળવણીનો જેમ અને તેમ વધુ ફેલાવો થાય તેવા પ્રયત્નો આદરવા.

(૬) ધર્મચુસ્ત ઉપદેશકોને બોલાવી ધાર્મિક વિષયો ઉપર વ્યાખ્યાન અપાવરાવવાં અને સંસ્થાની અંદર અંદર પણ તેવાં ભાષણો પ્રસંગોપાત રાખી ધર્મના પરિણામોને વધુ ઉત્તેજિત કરવા.

# પુષ્પાંજલિ

**રા. નિર્મળ** જેવા ઉગતા લેખકની લેખીનીને સહાનુભૂતિ આપવાની મને આજે આ તક મળી છે તે માટે હું મારી જાતને અહોભાગ્ય માનું છું. રા. નિર્મળ (ભાઈશ્રી વાડીલાલ જીવાભાઇ ચોકસી) ખંભાતના વતની છે અને અહીંયા ગુજરાત કોલેજમાં અભ્યાસ કરે છે. તેઓ એક સુશિક્ષિત અને ધર્મશ્રદ્ધાવંત યુવાન છે, અને જૈન કોમની સેવા કરવાના ઉત્તમ આદર્શ ધરાવે છે. આ પુસ્તકમાં 'હું, સુંદરલાલ અને મિત્રમંડળ' એ વાર્તા પ્રસિદ્ધ કરવામાં આવી છે. તે વાર્તા "જૈન પ્રભાવે" હરીફાઇ માટે મંગાવી હતી, અને તેમાં ભાઇશ્રી વાડીલાલને પહેલું ઈનામ મલેલું. એ વાર્તા ઘણીજ રસમય અને વાંચવા લાયક છે એટલુંજ નહિ પરંતુ ધાર્મિક તેમજ વ્યવહારિક કેળવણીનો કેમ ફેલાવો કરવો અને સાથે સાથે જૈન યુવાનોની ધર્મ ઉપર શ્રદ્ધા કેમ અચળ રહે તે સંબંધી તેઓ અસરકારક રીતે સ્ફોટ કરે છે. વળી આ પુસ્તકમાં દ્વિતિય ખંડ રૂપે તેઓશ્રીના યોજેલા કાવ્યોનો સંગ્રહ છાપવામાં આવ્યો છે અને તે ભાગને 'નિર્મળકાવ્યમાળા' તરીકે સંબોધ્યો છે. આ કાવ્યોમાં કેટલાક કેળવણી વિષે છે, કેટલાક સામાજિક છે અને કેટલાક ધાર્મિક છે. તે બધા કાવ્યો સરળ, અસરકારક અને ઉત્તમ વિચારવાળા હોઇ વાંચનારને સ્હેજે આલ્હાદ ઉપજાવે તેવા છે એટલે એ સંબંધી અત્રે વધારે લખવાની જરૂર નથી.

જૈન સમાજની વર્તમાન સ્થિતિમાં સુધારો કરવો હોય તો તેને માટે સાહિત્યનો વિકાસ કરવાની ખાસ જરૂર છે અને એ વિકાસને માટે સુશિક્ષિત, ધાર્મિક શ્રદ્ધાવાળા અને ઉત્સાહી યુવાનોને ખાસ કરીને ઉત્તેજન આપવાની ઘણીજ આવશ્યકતા છે. ભાઇશ્રી

વાડીલાલ તેઓમાંના એક છે અને તેઓની લેખીનીને પણ ઉત્તેજન આપવાની ઘણીજ જરૂર છે. અને હું આ સ્થળે એમ માની લઉં છું કે જૈન સમાજ આ સંબંધી પોતાની જવાબદારીનો ખ્યાલ કરશે જ.

અંતમાં આ પુસ્તકને પ્રગટ કરનાર ધી યંગમેન્સ જૈન સોસાયટી ઓફ ગુજરાત સબંધી બે બોલ અહીંયા લખું તો અસ્થાને નહી ગણાય. આ સંસ્થાનો જન્મ ૧૯૮૩ ના શ્રાવણ સુદ પુનમને દિવસે થયેલો અને ત્યારથી આ સંસ્થા જૈન સમાજની બનતી સેવા બજાવી રહી છે. આ સંસ્થાના આદર્શો પૈકી એક ધ્યેય ધાર્મિક અને વ્યવહારિક સાહિત્યનો ફેલાવો કરવાનો છે અને તેમાંએ ખાસ કરીને ઉગતા શ્રદ્ધાવાન લેખકોને ઉત્તેજન આપવાનો છે. મને જણાવતાં અતિ હર્ષ થાય છે કે રા. નિર્મળ એક ઉગતા લેખક–કવિ છે અને સાથે સાથે ઉપરોક્ત સોસાયટીના જોઇન્ટ સેક્રેટરી પણ છે. આ સંસ્થાએ આજ સુધીમાં બે પુસ્તકો બ્હાર પાડયા છે અને આ પુસ્તક એ એના ત્રીજા પુષ્પ તરીકે છે. જૈન સમાજે હમારા પ્રથમ બે પુસ્તકોને જે આદર આપ્યો છે તે આદર આ પુસ્તકને પણ મળશે એ આશા સંસ્થાના કાર્યવાહકો રાખે છે.

છેવટે આ પુસ્તકના લેખક ભાઇશ્રી વાડીલાલ જીવાભાઇ ચોકસીને ધન્યવાદ આપી વિરમું છું.

લી. વીરબાળ–

**વાડીલાલ મોહોકમલાલ શાહ.**
બી. એ. (ઓનર્સ) એલ. એલ. બી.
ઓનરરી સેક્રેટરી, ધી યંગમેન્સ જૈન સોસાયટી ઓફ ગુજરાત.

કાકાબળીયાની પોળ,
**અમદાવાદ**
તા. ૨૧–૮–૨૮.

# નિવેદન

'હું, સુંદરલાલ અને મિત્રમંડળ' લખવાનો વિચાર મને અચાનકજ ઉદ્દભવ્યો. જ્યારે હું મારી હાઈસ્કુલની જીંદગી પૂર્ણ કરી કોલેજના જીવનમાં દાખલ થયો ત્યારે કેળવણી વિષે ઘણા વિચારો મારા મગજમાં રમી રહ્યા હતા. કોઇપણ પ્રકારે કેળવણીને ઉત્તેજન મલે તો સારૂં એમ હું મનમાં ને મનમાં ઝંખ્યા કરતો. જો કે મારા વિચારો હું કોઇને કહેતો ન હતો પરંતુ **કેળવણીને ઉત્તેજન મળે એ દિશામાં હું કાંઇક પ્રયત્ન કરૂં એવી મારી અભિલાષા હતી.** જે સમયે આ વિચારો મારા મગજમાં રમી રહ્યા હતા તે અરસામાંજ શ્રીયુત્ સુરજમલ લલ્લુભાઈ ઝવેરી તરફથી મુંબાઇથી પ્રગટ થતા "જૈન પ્રભાવ" નામના અઠવાડિક પેપરમાં મેં મારા લેખો આપવા શરૂઆત કરેલી અને તે પેપર હું કાયમ વાંચતો. તે પેપરના એક અંકમાં વિદ્યાર્થીઓમાં સ્પર્ધા ઉત્પન્ન કરી વાર્તાઓ લખનારને ઇનામ આપવાનું એ પત્રે જાહેર કર્યું. વાર્તાનો વિષય કોઇપણ સામાજિક વિષય હોવો જોઇએ એવી એ પત્રની સૂચના હતી. તે વખતે મારા મગજમાં કેળવણી જેવા આવશ્યક સામાજિક વિષયના વિચારો રમી રહ્યા હતા એટલે આ તક મળતા મને એ વિષય ઉપર એક વાર્તા લખવાની ઇચ્છા થઇ. કેળવણીને ઉત્તેજન મળે એ દિશામાં કાંઇક પ્રયત્ન કરવાની મને તીવ્ર ઇચ્છા હતી અને મને લાગ્યું કે જો હું આ તકનો લાભ લઇ કેળવણી વિષેના મારા વિચારો એક વાર્તા રૂપે સમાજ સમક્ષ રજુ કરીશ તો સમાજનું ધ્યાન એ વિષય તરફ ખેંચાશે અને મારી ઉમેદ અંશે પણ પાર પડશે. પરિણામે ' હું, સુંદરલાલ અને મિત્રમંડળ'ને જન્મ મલ્યો અને પાંચ નાના નાના પ્રકરણની આ ટુંક વાર્તા પસંદ થતા તે "જૈન પ્રભાવ"ના તા. ૩૦–૫–૨૬ના અંકથી કકડે કકડે છપાવી શરૂ થઇ અને તા. ૪–૭–૨૬ના અંકમાં સંપૂર્ણ થઇ.

આ વાર્તા સંપૂર્ણ છપાઈ રહ્યા પછી તેને બુકના ફોર્મમાં છપાવવાની મારી ઇચ્છા હતી. પરંતુ પ્રમાદ અને બેદરકારીને લઇને હું બે વર્ષ સુધી તેમ કરી ન શકયો. પરંતુ આ પુસ્તકની પુષ્પાંજલિના

લેખક, ધી યંગમેન્સ જૈન સોસાયટીના સેક્રેટરી અને મારા મિત્ર મી. વાડીલાલ મોહોકમલાલ શાહ બી. એ. એલ. એલ. બી. ના ઉત્તેજન અને ભલામણથી હું આ વાર્તાને બુક ફોર્મમાં છપાવી શક્યો છું જે માટે હું તેમનો અત્યંત ઋણી છું.

વળી આ વાર્તાના અંતમાં 'શ્રી નિર્મળકાવ્યમાળા' નામનો મારા કાવ્યોનો ટુંક સંગ્રહ પણ આપેલો છે. 'શ્રી નિર્મળકાવ્યમાળા' મેં ત્રણ વિભાગમાં વ્હેંચી નાખેલ છે. પ્રથમ વિભાગમાં કેળવણી ઉત્તેજક કાવ્યો, બીજામાં નૈતિક અને સામાજિક અને ત્રીજામાં ધાર્મિક કાવ્યો આપેલા છે. 'શ્રી નિર્મળકાવ્યમાળા'માં આપેલા ઘણા ખરા કાવ્યો ભાવનગરથી પ્રગટ થતા "શ્રી આત્માનન્દ પ્રકાશ," શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી ખંભાત નિવાસી તરફથી પ્રગટ થતા હસ્તલેખિત માસિક "સમાજસેવક" તેમજ 'ગુજરાત કોલેજ મેગેઝીન' અને "શ્રી વીરશાસન" વિગેરે પેપરોમાં છુટક છુટક પ્રગટ થઇ ગયેલ છે, અને અત્રે તેઓનો સંગ્રહ કરવામાં આવેલ છે.

આ પ્રમાણે 'હું, સુંદરલાલ, અને મિત્રમંડળ' અને 'શ્રી નિર્મળ-કાવ્યમાળા' આ બન્નેની સંકળના રૂપે આ પુસ્તક વાંચક વર્ગ સમક્ષ રજુ કરવામાં આવ્યું છે.

આ પુસ્તકની નકલને સાદ્યંત તપાસી યોગ્ય સૂચનાઓ આપવા બદલ તેમજ આ પુસ્તકને માટે પુષ્પાંજલિ લખી આપવા બદલ હું આ સ્થળે ભાઇશ્રી વાડીલાલ મોહોકમલાલનો ખરા હૃદયથી આ-ભાર માનું છું અને આ પુસ્તકને વેળાસર અને કાળજીપૂર્વક છાપી આપવા માટે શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસના મેનેજર શ્રીયુત વાડીલાલ બાપુલાલનો પણ અત્રે આભાર માનું છું.

અંતમાં એટલીજ વિનંતિ કે સાહિત્ય સરિત્‌માં આ મારો પ્રથમજ પ્રયાસ હોવાથી આ પુસ્તકમાં ઘણા દોષો હોવા સંભવ છે માટે વાંચક વર્ગ તે ક્ષન્તવ્ય ગણશે. ઇતિ.

દ્વિતીય શ્રાવણ સુદ ૪
સં. ૧૯૮૪.
અમદાવાદ.

લી૦
રા. નિર્મળ.
વાડીલાલ જીવાભાઇ ચોકસી, ખંભાત.

# અનુક્રમણિકા.

(અ)

## હું સુંદરલાલ અને મિત્રમંડળ.



---

(બ)

### શ્રી નિર્મળકાવ્યમાળા.

ભાગ પહેલો

કેળવણી ઉત્તેજક કાવ્યો.



ભાગ બીજો

નૈતિક અને સામાજીક કાવ્યો



ભાગ ત્રીજો

ધાર્મિક કાવ્યો

# સમર્પણ

**પરમ પૂજ્ય પીતાશ્રી,**

આપે નાનપણથી મારામાં શુભ સંસ્કાર રેડી મને કૉલેજની ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરાવી મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેના સ્મરણાર્થે આ ન્હાનકડું પુસ્તક આપના કરકમળમાં સહર્ષ સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું. અસ્તુ !

લી. તમારો નમ્ર બાળક

'નિર્મળ.'

# હું, સુંદરલાલ અને મિત્રમંડળ.

## પ્રકરણ ૧ લું.

( કોલેજમાંથી ઘેર અને માણેકલાલ સાથે વાર્તાલાપ )

હું અને સુંદરલાલ જ્યારથી કોલેજમાં દાખલ થયા ત્યારથી અમારા મનમાં કોઇ જુદાજ વિચારો આવ્યા કરે છે. અમારી કોમની કફોડી સ્થિતિએ અમારા સઘળા વિચારો ઘેરી લીધા છે. સુંદરલાલ મારા એક અંગત (Intimate.) મિત્ર છે. અમારો મેળાપ થવાના ઘણા પ્રસંગો બને છે. જ્યારે જ્યારે આવા પ્રસંગો ઉપસ્થિત થાય છે ત્યારે ત્યારે અમારા વિચારો કુદરતી રીતેજ 'સમાજ સેવા' તરફ વળે છે. અમારી કોમની વર્તમાન સ્થિતિ ઉપર એક બીજાના વિચારો દર્શાવ્યા પછી અમારે ખિન્ન હૃદયે છુટા પડવું પડે છે. અમારી કોમની હાલની સ્થિતિ અમને શલ્યની માફક સાલ્યાંજ કરે છે.

કોલેજમાં દાખલ થયાનું અમારે આ પહેલુંજ વર્ષ હતું. પરીક્ષા પુરી થઇ ગઈ હોવાથી કોલેજમાં રજા પડી. હું અને સુંદરલાલ અમારા વતનમાં ગયા. વેકેશનમાં એવું કંઈ ખાસ કામ ન હોવાથી અમને ફુરસદનો ઘણો વખત મળે એ સ્વાભાવિકજ હતું. કોલેજમાં હતા ત્યારે અમે બન્ને મિત્રોએ કોઇ પણ પ્રકારે અમારી કોમની સેવા બજાવવાનો વિચાર પ્રથમથીજ કરી રાખ્યો હતો. અને હાલ ફુરસદનો ઘણો વખત હોવાથી એ વિચારને અમલમાં મુકવાની અમારી ઇચ્છા થઈ! મળેલો વખત નકામો ન ગાળતાં તે વખ-

**તમાં જેટલું ઉપયોગી (Useful) કામ થઈ જાય તેટલું કરી લેવું** એ અમારો કોલેજમાં દાખલ થયા પહેલાંનોજ નિશ્ચય હતો. એજ નિયમાનુસાર આ વખતના વેકેશનની શું શું અગત્યનાં કાર્યો કરી લેવાં તે નક્કી કરવા મેં સુંદરલાલને વાત કરી. અમુક દિવસે સુંદરલાલને ત્યાં જવાનું નક્કી થયું.

વતનમાં આવ્યાને અમને પાંચ છ દિવસ થવા આવ્યા હશે, પરંતુ કુટુંબના સર્વે ચાર છ મહિને ભેગા થયેલા હોવાથી આ દિવસો પાણીના પ્રવાહની પેઠે આનન્દમાં ક્યાં વહ્યા ગયા તેની પણ અમને ખબર પડી નહિ. **સ્નેહીઓના સાચા અને પવિત્ર પ્રેમમાં દિવસો આનન્દમાં ચાલ્યા જાય તેમાં શું આશ્ચર્ય!** અસ્તુ. હવે અમારે અમારી ધારણા પુરી પાડવાની હતી. આજે સુંદરલાલને ત્યાં જવાનો દિવસ હતો. મેં નિત્ય નિયમ કરી ભોજન કર્યું અને વખતસર પ્હોંચી શકાય તેટલા માટે વ્હેલાસર કપડાં પ્હેરી જવાની તૈયારી કરી. હું જવાની તૈયારીમાં હતો એટલામાં ભાઇ માણેકલાલે મારા ઘરમાં પ્રવેશ કર્યો. મ્હને બ્હાર જવાની તૈયારીમાં જોઇ ત્હેમણે સ્હેજે પ્રશ્ન કર્યો.–'કેમ મી. શાંતિલાલ અત્યારે ક્યાં ઉપડવાનો વિચાર રાખો છો.' મેં જવાબ આપ્યો. 'સ્હેજ આપણા મિત્ર સુંદરલાલના ઘેર જવાનો વિચાર છે. આપની ઇચ્છા હોય તો આપ પણ સાથે ચાલો.' માણેકલાલ અમારા વિચાર વિષે કાંઇક જાણતા હોવાથી ત્હેમણે મને પૂછયું, 'આજ કાંઇ ધાર્યું બાર્યું છે શું? આપણી સમાજના ઘરડાઓમાં કાંઇક વિકાર થયો છે, એનો ઉપાય કરવા ધારો છો.? એમ નહિ કરો તો એ પાંશરા નહિજ ઉતરે. હું એ તો દીઘેજ સીધી,'

માણેકલાલના આવેશ ભર્યા આ શબ્દોથી મને કાંઇ દીલગીરી થઇ અને તે ફરીથી ઉશ્કેરાઇ જઇ આવું બોલતા બંધ થાય તેટલા માટે મ્હેં શાંતિથી જવાબ આપ્યો. '**મિત્ર, આમ એકદમ આવેશમાં આવી ઘરડાઓને તુચ્છકારી કાઢવા એ ઠીક નથી.** ગમે

**તેવા પણ તે આપણને પૂજ્ય છે કારણ કે તેઓ અનુભવથી ઘડાયેલ હોય છે અને તેઓની પાસેથી આપણને ડહાપણ ભર્યું ઘણું જાણવાનું મળે છે. કદાચ ત્હેનામાં કોઇ ખોડ ખાંપણ હોય તો પણ શું તે આવેશમાં આવી તેમને તુચ્છકારી નાખી દૂર કરી શકાતી હશે.' ડાહ્યા માણસોએ ખરૂં જોતાં આવા સમયે સમતા રાખી કળા કોશલ્યથી પોતાનું કામ કાઢી લેવું જોઇએ. વૃદ્ધો પ્રત્યે આવેશ ભર્યાં શબ્દો બોલવા એ ત્હમારા જેવાને શોભતું નથી.'**

મારા બોલવાથી માણેકલાલને કંઇક અસર થઇ એમ મ્હને લાગ્યું. કારણકે મ્હારૂં બોલવું સાંભળી રહ્યા પછી એ બોલ્યા. 'ભાઇ શાન્તિલાલ ત્હમે કહો છો એ વાત ખરી પરન્તુ ત્રાહિતને પણ એક વખત દુ:ખની લાગણી ઉત્પન્ન કરે એવી આપણી કોમની વર્તમાન સ્થિતિ શું તમે નથી જોતા ? બીચારા સત્તર સત્તર વરસનાને વીસ વીસ વરસના જ્ઞાન અને કેળવણીના અભાવે પંદર પંદર રૂપયડીના પગારમાં રખડયા કરે છે, એમાં એ બીચારાઓનું પુરૂએ શી રીતે થાય ? વધારે ભણ્યા હોય અને કાંઇ હુન્નરકળા શિખ્યા હોય તો વધારે કમાયને અને વધારે કમાય તો પણ શું ? વ્યવહારિક કે ધાર્મિક કોઇ ઘણ જાતની કેળવણી પામ્યા વગર બીચારા પશુની જીંદગી ગાળે એ જીવ્યાય શા કામના ! બિચારા નસીબના કેવા હશે કે નહિ ઘરના કે નહિ ઘાટના; નહિ કરમના કે ધરમના આવી સ્થિતિ પોતીકી જોયા છતાં બુઠ્ઠાઓ આંખ આડા કાન કરી આંધળા બને એ થઇ બેસી રહે શી રીતે ખમાય ! એ તો કહે છે કે તમારી કેળવણી બેળવણીમાં અમે તો પૈસો પણ ન આપીએ તમે તો ભણી ભણીને નખોદ વાળ્યું. મુકો પૂળો ! એ ત્હમારી કેળવણીમાં. એ તો 'ઉડાવ બાપુ લાડુ'નીજ વાત કરે છે. લાડુ મળ્યા એટલે તો પ્રભુ મળ્યા. ક્યાં ભવિષ્યનો વિચાર કરવો છે. કોણ જાણે એ સીધાજ નથી ઉતરતાં.'

મ્હેં કહ્યું–કેમ માણેકલાલ પાછો બકવાટ ચલાવ્યો.

માણેકલાલ–અરે ! ભાઇ શું કરૂં ? મારો સ્વભાવજ એવો પડી ગયો છે કે આવું બોલ્યા વગર મ્હારાથી રહી શકાતું નથી !

સુંદરલાલને ત્યાં જવાનો ટાઇમ થઇ ગયેલો હોવાથી મ્હેં આ વાત આટલેથીજ પડતી મુકી અને સુંદરલાલને ત્યાં જવાનો મ્હારો આશય જણાવી તે ઇચ્છા પુરી પાડવા શું કરવું તેનો આધાર સુંદરલાલને મળવા ઉપર રાખ્યો. મ્હારો વિચાર અને વાત ત્હેમને ગમ્યાં અને તે ખુશી થયા, આખરે અમે સુંદરલાલનાં ઘર તરફ પ્રયાણ કર્યું, રસ્તામાં જતાં જતાં અમને અમારા બીજા કેટવાક મિત્રો મળ્યા તેઓને પણ હમે હમારા વિચારથી વાકેફ કરી હમારી સાથે લીધા. વાતો કરતા કરતા હમે સઘળાં સુંદરલાલને ઘેર આવી પહોંચ્યા અને તેમાં પ્રવેશ કર્યો સુંદરલાલને ઘેર પહોંચ્યા પછી ત્યાં શું શું બનાવો બન્યા તે જાણવાની વાંચકવૃંદની ઇચ્છા હશે. પરંતુ હું તેને વધારે અધીરો ન થતાં બીજા પ્રકરણ તરફ દૃષ્ટિ ફેરવવા અરજ કરીશ.

---

## પ્રકરણ ૨ જું.

---

### સુંદરલાલનું ઘર અને મિત્રમંડળ.

સુંદરલાલના ઘરમાં અમે પ્રવેશ કર્યો તે પહેલાનાં સુંદરલાલ ક્યારનાએ અમારી વાટ જોઇ બેસી રહ્યા હતા. દાદરે ચઢવાનો અમારો અવાજ સાંભળતા વેંતજ તે અમારી સામે આવ્યા અને સર્વને કુશળ પુછ્યું. પરસ્પર કુશળ પુછાઇ રહ્યા પછી સુંદરલાલની સૂચના અનુસાર અમે બધા તેમના રીડીંગ રૂમમાં દાખલ થયા. દાખલ થયા પછી તરતજ ભાઇ સુંદરલાલે બોલવું શરૂ કર્યું.

**સુંદરલાલ**—ભાઇ માણેકલાલ પ્રથમ તમે તમારો વિચારો દર્શાવો તો ઠીક. તમારો ઉભરો પત્યો એટલે બધું પત્યું, માત્ર એક તમારો ઉભરો ભારી છે. જો જો કંઈ નવું ન કરતા.

**માણેકલાલ**—વાહ ! સુંદરલાલ વાહ ! તમે પણ ઠીક મજાક કરતા શીખ્યા છો. અમારા જેવા થોડા ભણેલાને તે શું બહુ આવડતું હોય. અમે તો જેમનું ભૈડાય એમનું ભૈડીએ. વાગે તો તીર નહિ નો થોથું.

હું—ભાઇઓ તમે આડી તેડી મુકી દઇને હવે મુદ્દાની વાત વાત ઉપર આવી જાવ તો ઠીક. વખત થોડો ને વેષ ઘણા.

**માણેકલાલ**—વાત તો ઠીક કરી પણ તમે બધા અમારા ઉપર ભાર નાખો તે અમે શું કરવાનાં હતા; કોઇ કાંઈ કરી શકે તો તમારા કે સુંદરલાલ જેવા કરી શકે, અમને તો ન આવડે એકડા ઉપર બગડો.

**કાન્તિલાલ**—ભાઇ સુંદરલાલ ! માણેકલાલની વાત પણ ખરી છે. વિચાર બિચાર દર્શાવવાનું એમનું કામ નહિ. આપણે બધા બોલીએ ને એ વચ્ચે પુરતી કરતા રહે. એમનું કામ તો એજ.

**સુંદરલાલ**—વારૂ. ત્યારે જુઓ હવે તમે બધા લપન્ન છપન્ન મુકી દઇને Serious થઇ જાઓ અને હું કહું તેના પર બરોબર ધ્યાને આપો, પ્રથમ મુખ્ય વાત તો એ છે કે **આપણી કોમની વર્તમાન દુર્દશાનું મુખ્ય કારણ જ્ઞાન અને કેળવણીનો અભાવ છે,** આપણી અજ્ઞાન દશા દૂર થઇ જાય તો આપણી સ્થિતિ જોતજોતામાં સુધરી જાય એ ચોખી દિવા જેવી વાત છે, આપણી કોમની આ અજ્ઞાન દશા દૂર કરી આપણી કોમ સુખી થાય તેવા પ્રયત્નો કરી કોમની યથાશક્તિ સેવા બજાવવી એ મારી અને શાન્તિલાલની ઇચ્છા છે, માટે હાલ આપણી જ્ઞાતિના કેટલા વિદ્યાર્થીઓ કેળવણી લે છે, વધારે કેળવણી લેતા કેવી રીતે થાય અને હાલની કેળવણીમાં શું વધારો કરવો વી. બાબતો ઉપર આપણે વિચાર કરિએ, (કાન્તિલાલ પ્રત્યે) ભાઇ કાન્તિલાલ આપણી જ્ઞાતિમાં

કેટલા વિદ્યાર્થીઓ ઉચ્ચ કેલવણી લેતા હશે ? કૉલેજમાં કેટલા હશે ? પાંચ છ કે વધારે ?

**માણેકલાલ**–હમે મને પુછોને, પાચ છ નહિ ને આઠ દશ બીજું શું !

**સુંદરલાલ**–આ આઠ દશમાંથી ધાર્મિક જ્ઞાન કેટલાને બરોબર આવડતું હશે ?

**માણેકલાલ**—આ એક તમે, એક શાન્તિલાલ અને બહુ કહો તો કંઇક આ કાન્તિલાલ; બહુમાં ત્રણ ચાર.

**સુંદરલાલ**—ઠીક, હાઇસ્કૂલમાં અને ગુજરાતી શાળાઓમાં કેટલા છે ?

**કાન્તિલાલ**—ગુજરાતીમાં હશે લગભગ સોએક વિદ્યાર્થી. હાઇસ્કૂલમાં જુઓને, મેટ્રીક કલાસમાં એક તો આ મોહનલાલ અને બીજા ચાર પાંચ, છટ્ટા ધોરણમાં પાચેક, અને ત્રીસેક બીજા. બધા મળીને લગભગ ચાલીશેક હશે. ખરૂં પુછો તો ભણનારા ગણ્યા ગાંઠયા છે. તેમાં વળી કેટલાક તો ફી અને ચોપડીઓને અભાવે ચોથા ધોરણમાંથી ઉઠી જાય છે. શું કરે બીચારા એમના માબાપ તો રોટલા પુરા કરે કે ફી પુરી પાડે.

**સુંદરલાલ**–ઠીક, આપણી જ્ઞાતિમાં કુલ કેટલા છોકરા ?

**માણેકલાલ**–ઓછામાં ઓછા ચારસોથી પાંચસો.

**હું**–કેવી કફોડી સ્થિતિ ! ચારસો પાંચસોમાંથી સો દોઢસોજ ભણનારા, કેટલી અજ્ઞાન દશા ! પ્રભુ ! પ્રભુ ! આ શું સૂચવે છે ?

**સુંદરલાલ**–એમ રોદણાં રડે નહિ પાલવે, એ તો Gird up your Loins. આપણે બધાએ કેડ બાંધી તૈયાર થવાનું છે. સાહસ ખેડો અને હિમ્મતથી આગળ વધો. આપણી જ્ઞાતિના થોડા ઘણા જેટલા શેઠીયાઓ આપણા વિચારને અનુકૂળ હોય તેમની પાસેથી

પૈસા ઉઘરાવો અને તેઓ આપણને મદદ કરે એવી તેમને વિનંતિ કરો બાકીના શેઠીયાઓને કેળવણીના લાભો બતાવી, ભવિષ્યનો ખ્યાલ કરાવી, તે આપણને અનુકૂળ થાય તેમ પ્રયત્ન કરી તેમની પાસેથી પણ પૈસા ઉઘરાવો અને એક સારૂં ફંડ ઉભું કરો, જેમાંથી આપણે વિદ્યાર્થીઓને ફ્રી ચોપડીઓ વી. આપી વિદ્યાને સારૂં ઉત્તેજન આપી શકીએ.

હું—ઠીક આ વાત સમજ્યા, હવે બીજો વિચાર કરો. ધારો કે બધા ભણ્યા, પરંતુ ભણેલા પણ કેટલાએ આજે રખડયા કરે છે. આપણી પણ આવી સ્થિતિ ન થાય તેનો પ્રથમથીજ વિચાર કરવા હું ઠીક ધારૂં છું. મારા વિચાર પ્રમાણે હુન્નર કળાને ઉતેજન મળે તો આવી સ્થિતિ ન થાય.

**માણેકલાલ**—હું, હમણાં હુન્નર ઉદ્યોગનું કરવું છે. ભણવાનું તો ઠેકાણું નથી, ત્યા વચ્ચે વળી આ કુતરૂં લાવીને નાંખે છે.

**સુંદરલાલ**—ભાઇ શાન્તિ તું આ વાત હમણાં રહેવા દે. એનું આગળ ઉપર થઇ રહેશે.

હું—ઠીક, ત્યારે હવે બીજી વાત. આપણે વ્યવહરિક કેળવણીની વાતો કરી પણ ધાર્મિકનું શું ?

**સુંદરલાલ**—હા, આ પણ એક અગત્યનો સવાલ છે. **હાલની ઇંગ્રેજી કેળવણી વગોવાય છે તેનું મુખ્ય કારણ ધાર્મિક જ્ઞાનનો અભાવ છે. માત્ર ઇંગ્રેજી કેળવણી લેવાથી વિદ્યાર્થીઓ અશ્રદ્ધાળુ થાય છે એમ ન માનશો. તેનું મૂળ કારણ ધાર્મિક સંસ્કારનો અભાવ છે. જેનામાં મનુષ્યત્વના સંસ્કાર છે તેને ગમે તે પ્રકારનો વિદ્યાભ્યાસ કરાવવામાં આવે તો પણ તેના મનુષ્યત્વનો વિકાસ થયા વિના રહેતો નથી. જે જન્મથીજ ઉચ્ચ સંસ્કારને પામ્યો છે, તે નક્કી ધર્મની જાહોજલાલી વધારશેજ.** વળી માત્ર નોકરીને માટેજ ઇંગ્રેજી ભણવાનું છે એમ તમે સમજશો ના. ઇંગ્રેજી સ્કુલોમાં સંસ્કૃતનું પણ સારૂં જ્ઞાન મળે છે

અને તે ધાર્મિક ગ્રંથો વાંચવામાં ઘણું ઉપયોગી નીવડે છે. જોકે પાઠશાળા નાજેટલું સંસ્કૃત ભાષાનું જ્ઞાન અંગ્રેજી સ્કૂલોમાં પ્રાપ્ત થતું નથી, તો પણ બીજી અનેક બાબતોનું શિક્ષણ ત્યાંથીજ મળી શકે છે. જ્ઞાનાર્થીની જ્ઞાન-પિપાસા તે સ્થળે પણ નિષ્ફળ જતી નથી. **જો વિદ્યાર્થીમાં ધર્મના ઉચ્ચ સંસ્કાર પડયા હશે તો કોઈ પણ વિદ્યાભ્યાસ તેને ડગાવી શકશે નહિ,** માટે આપણે પણ ધ્યાનમાં રાખવાનું એજ છે કે ધાર્મિક જ્ઞાનને તિલાંજલી ન અપાય.

**માણેકલાલ**—ખરી વાત છે, ધાર્મિક જ્ઞાન વિના વ્યવહારિક જ્ઞાનને શું રોવું છે?

**સુંદરલાલ**—ઉઘરાવેલા ફંડમાંથી તેની પણ ગોઠવણ કરવા ચુકશું નહિ.

**કાન્તિલાલ**—આપણે આપણા સ્વાર્થની વાતો કરી પણ આપણી બ્હેનોને શું વિસારે મૂકીશું? તેમને આપણે શું અજ્ઞાન રાખવી છે? શું તેમને પણ જ્ઞાનની જરૂર નથી?

**સુંદરલાલ**—અલબત, ત્હેમને માટે પણ આપણે ગોઠવણ કરીશું.

હું—એ વાત ખરી. પરંતુ આ બાબતમાં મારી એક સુચના એ છે કે છોકરા અને છોકરીઓની શિક્ષણ પદ્ધતિમાં ઘણો ફેર રાખવાની જરૂર છે. સારી રીતે વાંચતાં લખતાં અને સાધારણ હિસાબ ગણતાં આવડે તો એનોને માટે બસ છે. આ સિવાય બાકી તો સંગીત, સીવણ, ગુંથણ, ભરત વગેરે બાબતો ઉપર ધ્યાન આપવાની હું વધારે જરૂર જોઉં છું. આમ થશે તો ભવિષ્યમાં ગૃહિણી થતાં તેઓ ઘરને સારી પેઠે શણગારી ઘર આંગણું સારી પેઠે શોભાવશે. અને કાંઇ બે પૈસા કમાતાં પણ શીખશે.

**સુંદરલાલ**—આ વાત પણ ભુલાશે નહિ.

**ચીમનલાલ**—તમે બધાએ મારા ધારવા પ્રમાણે બીજું બધું ઠીક કર્યું પણ ધાર્મિક શિક્ષણને મોં ઉપલ્યા જેવુંજ કર્યું. મ્હને પુછો

તો તો દરેક ધોરણના વિદ્યાર્થીઓ માટે ધાર્મિક જ્ઞાન ફરજીયાત કરવું જોઇએ. ધાર્મિક શિક્ષણ લે તેને જ ફી તથા ચોપડીઓ આપવી. ઉપર ચોટીયું શીખે એટલે પત્યું એમ નહિ, પરંતુ દરરોજ બરોબર એક કલાક ધાર્મિક જ્ઞાન મેળવે અને નિયમસર લેસન કરી લાવે, અને જ્યારે ધાર્મિકશાળાનો શિક્ષક પોતે સંતોષ થવાનું સર્ટીફીકેટ આપે ત્યારે જ તેને ફી તથા ચોપડીઓ આપવી.

**માણેકલાલ**--વાહ! ચીમનલાલ વાહાં તમે પણ ખરા. ત્હમે પણ ઠીક કરી હોં.

આખરે અમે સર્વ મિત્રો ચીમનલાલની વાતને પણ સંમત થયા અને છેવટે અમારો વાર્તાલાપ પુરો થતાં અમારા મિત્રમંડળે નીચેના ઠરાવો નક્કી કર્યા.

**ઠરાવ ૧.** આપણે અનુકૂળ સદ્ગૃહસ્થો પાસે જઇ તેમની સહાય અને મદદ માંગવી.

**ઠરાવ ૨.** અન્ય ગૃહસ્થોને સમજાવી તેમની પણ મદદ લેવી.

**ઠરાવ ૩.** ઉઘરાવેલા ફંડમાંથી હાલ તો વિદ્યાર્થીઓને ફી તથા ચોપડીઓ આપવી. કોલેજ સ્ટુડન્ટોને પણ ફી તથા ચોપડીઓ આપવી. અને આગળ જતાં જો ફંડમાં સારી રકમ એકઠી થાય તો સ્કોલરશીપો પણ આપવી.

**ઠરાવ ૪.** ધાર્મિક જ્ઞાન ફરજીયાત કરવું.

**ઠરાવ ૫.** છોકરીઓને પણ યોગ્ય કેળવણી અપાય તેમ કરવું આને માટે ઉપરોક્ત ફંડમાંથી મદદ લેવી.

ઉપર પ્રમાણે ઠરાવો પસાર કરી અને પ્રભુ શ્રી મહાવીરનો જય જયકાર બોલાવ્યા પછી અમારૂં મિત્રમંડળ છુટું પડયું.

ઉપર બતાવેલા ઠરાવો અમે કેટલે અંશે અને કેવી રીતે પાર પાડયા, તે જાણવા માટે હું વાંચકને ત્રીજું પ્રકરણ વાંચવા ભલામણ કરૂં છું.

---

# પ્રકરણ ૩ જું.

## અભ્યાસને લીધે ઢીલ થવી, પણ ઉત્સાહના અંગે આગળ વધવું.

સુંદરલાલને ઘેર મળેલા અમારા મિત્રમંડળની મીટીંગને આજે લગભગ દોઢ મહીનો થયો હશે. આ દરમ્યાનમાં આળસુ ન બેસી રહેતાં અમે અમારી ધારણા પુરી પાડવા તનતોડ મહેનત કરી હતી. આ મહેનતના યોગે અમે અમારી ઉમેદો પુરી પાડવા કેટલેક અંશે ફતેહમંદ થયા. મીટીંગ વેરાયા પછીના બીજેજ દિવસે અમે અમારૂં કામ શરૂ કરી દીધું હતું. જુદા જુદા ગૃહસ્થોને ત્યાં જઇને અમે સઘળા મિત્રોએ કોઈના પાસેથી પંદર, દશ, કોઇના પાસેથી વાર્ષિક દશ કોઇની પાસેથી વાર્ષિક આઠ, છ, પાંચ ચાર, બે કે એક એમ કરી રૂપીયા ઉઘરાવ્યા હતા. જે જે ભાઇઓ અમારા વિચારને અનુકૂળ ન હતા ત્હેમને ઘણું ઘણું સમજાવી, કેળવણીના લાભો બતાવી અને ભવિષ્યનો ખ્યાલ કરાવી અમને મદદ આપવા પ્રેર્યા હતા. પરિણામે એક ફંડ ઉભું થવા પામ્યું હતું. આ ફંડમાંથી વિદ્યાર્થીઓને ફી તથા ચોપડીઓ આપવાનુ કામ અમે શરૂ કરવા માંડયું હતું. આ ખાતાનું ઘણું ખરૂં કામ હું તથા સુંદરલાલજ કરતા. બીજા મિત્રો પણ સારી મદદ આપતા. અમારા આ સતત્ પ્રયાસને લીધે અમે અમારી દિશા તરફ કેટલોક પ્રોગ્રેસ કર્યો હતો અને અમારી શુભ ઇચ્છાઓ પાર પાડવાની અમારી ચિંતામાંથી કેટલેક અંશે મુક્ત થયા હતા.

આ પ્રમાણે અમે પગરણ માંડયું તો ખરૂં પરંતુ ગમે તેવા તો પણ અમે ભણતા વિદ્યાર્થીઓ હતા. વેકેશન પુરી થતાં અમારી કોલેજ ઉઘડી અને અમારે તે તરફ જવાનું થયુ. વેકેશનમાં અમારે

વિદ્યાભ્યાસની કાંઇ વધુ ચિંતા ન હતી, પરંતુ હવે તો કોલેજ ઉઘડી એટલે તો અમારૂં ધ્યાન વિદ્યાભ્યાસ તરફ ખેંચાય એ સ્વાભાવિક હતું. અમારૂં મિત્રમંડળ કોમની સેવા બજાવવાની પુરતી ઇચ્છા ધરાવતું હતું પરંતુ અમે તે યથેચ્છ કરી શકીએ એવો ટાઇમ અમારા માટે હજુ આવ્યો ન હતો. હાલ તો અમારે ભણી ગણીને તૈયાર થવાનું હતું, કોમની સેવા કરતા વિદ્યાભ્યાસ ઉપર વધુ ધ્યાન આપવાની જરૂર હતી. કોમની સેવા બજાવતાં અમે અમારૂં લક્ષ ચુકીએ એ બનવું અશક્ય હતું. અમારે અમારા સ્વાર્થનો પણ વિચાર કરવાનો હતો. મતલબ કે વિદ્યાના ભોગે કોમની સેવા બજાવવાની શક્તિ અમારામાં ન હતી.

બીજી તરફ જુઓ તો એકઠા થયેલા ફંડના વ્યાજમાંથી સઘળા વિદ્યાર્થીઓને ફી તથા ચોપડીઓ પૂરા પાડી શકાય તેમ હતું નહિ. હજુ બીજા વધારે પૈસા ઉઘરાવવાની જરૂર હતી. અને આ કામ કાંઇ મહેનત કર્યા વિના બની શકે તેમ ન હતું. જેને પોતાની કોમને માટે ઉંડી લાગણી હોય અને જે નિઃસ્વાર્થપણે કોમની સેવા બજાવવાની ઇચ્છાવાળો હોય તેનાથીજ આ કામ બની શકે તેમ હતું. જ્ઞાતિના શેઠીયાઓમાંથી કોઈ પણ આ કામ હાથમાં લેવાની ઇચ્છા ધરાવનાર જણાયો નહિ, અમારૂં મિત્રમંડળ કાંઇ કરી શકે તેમ હતું પરંતુ ઉપર બતાવ્યા પ્રમાણે વિદ્યાભ્યાસને લીધે હવે તે કાંઇ કરી શકે તેમ ન હતું. હું સુંદરલાલ વગેરે કોલેજના વિદ્યાર્થીઓ કોલેજમાં ગયા, અમારા બીજા મિત્રો પણ વિદ્યાર્થીઓ હતા એટલે તે પણ કાંઈ કરી શકે તેમ ન હતું. આ સઘળી અડચણોનું પરિણામ આખરે એ આવ્યું કે હાથમાં લીધેલા અમારા કામમાં અમે વધારેને વધારે શિથિલ થવા લાગ્યા, અમારે અન ઇચ્છાએ શિથિલ થવું પડયું.

પરંતુ હું અને સુંદરલાલ એમ હીમત હારી જઇએ એ બનવું અશક્ય હતું. અમારી ધારણા કોઇ પણ પ્રકારે પુરી પાડયા વગર

રહી શકીએ તેવા અમે ન હતા, કોલેજમાં ગયા અને અભ્યાસમાં અમારૂં મન ગુંથાયું એટલે આ કામ અમે મુદ્દલજ ભૂલી ગયા એમ ન હતું, અભ્યાસમાં ગુથાયા છતાં પણ ફુરસદના વખતે ધારેલું કામ કેવી રીતે પાર પાડવું તેની ચિંતા કરવાનું અમે ચૂકતા નહિ. હું સુંદરલાલ વગેરે ઘણી વખત ભેગા થતા અને આ બાબત ઉપર ખૂબ ચર્ચા ચલાવતા અને કાંઇને કાંઇ હીલચાલ ચાલુજ રાખતા.

## પ્રકરણ ૪ થું

### દશ વર્ષ પછીનું મિત્રમંડળ યાને સમ્પૂર્ણ સફળતા.

અમારા મિત્રમંડળની શરૂઆત થયાને આજે લગભગ દશેક વર્ષ વિતી ગયાં હશે. આટલા સમયમાં અમે મિત્ર મંડળના ફંડમાં મોટો વધારો કરી તેનો પાયો મજબૂત બનાવ્યો છે. હાલ ફંડની રકમમાંથી જોઇએ તેના કરતાં પણ વધુ વ્યાજ આવે છે. પૈસાની છૂટને લીધે અમે કેળવણીને ઘણું ઉત્તેજન આપી શકીએ છીએ. ફી ચોપડીઓની ચિંતામાંથી મુકત થયેલા વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ નિખાલસ હ્રદયે આનંદભેર કર્યેજ જાય છે, ફંડમાં વધારો થવાથી સ્કોલરશીપો આપવાનું પણ અમે શરૂ કરી દીધું છે. અમારા મિત્રમંડળમાં પણ અગાઉ છ સાત મેમ્બરોને બદલે આજે સો ઉપરાંત મેમ્બરો છે. બીજા શેઠીયાઓ પણ અમારા કાર્યથી ખુશી થઇ અમારા મિત્રમંડળને સારી રકમો બક્ષીસ કરે છે. આવા ઉત્કૃષ્ટ ખાતામાં સઘળા મદદ કરે એમાં શું આશ્ચર્ય !

આજે અમારે આનંદનો દિવસ છે, આજ અમારા હાંટીયા પૂર જોશમાં છે. કારણ કે અમારૂં **નવું મિત્રમંડળ** આજે એકઠું થવાનું છે. મંડળને માટે ખાસ એક મકાન ભાડે રાખવામાં આવેલું છે અને તે મકાન આજે ખુલ્લું મુકવાનું છે, આજે એકઠા થનાર નવા

સભ્યોમાં અમારા જુના મિત્રમંડળની માફક પાંચ સાત વિદ્યાર્થીઓ માત્ર નથી પરંતુ મોટા મોટા સદ્‌ગૃહસ્થો અને ગ્રેજ્યુએટો પણ છે.

યોગ્ય સમયે અમારા મંડળનું નવું મકાન ભારે દબદબાની સાથે ખુલ્લુ મુકવામાં આવ્યું, સર્વ સભ્યોએ અમારા જુના મિત્રમંટળને અભિનંદન આપ્યું આ સઘળું પત્યા પછી બીજા કેટલાક અગત્યના ઠરાવો કરવા માટે હમારા મિત્રમંડળનો કાર્યક્રમ શરૂ થયો. બેએક કલાક ચર્ચા (discussion) ચાલ્યા પછી નીચેના ઠરાવો એકી મતે (Unanimously) પસાર કરવામાં આવ્યા.

ઠરાવ ૧ આપણી કોમના વિદ્યાર્થીઓ માટે એક ખાનગી હાઇસ્કૂલ સ્થાપવી, તેમાં આપણી કોમના સઘળા વિદ્યાર્થીઓ વગર ફીએ ભણી શકે.

ઠરાવ ૨ ઉપરોક્ત હાઈસ્કૂલમાં દરરોજ એક કલાક ધાર્મિક શિક્ષણનો વિષય રાખવો. તેની ખાસ જુદી પરિક્ષા લેવી અને આ ધાર્મિક પરિક્ષામાં પાસ થાય તેનેજ ઉપલા વર્ગમાં ચઢાવવો.

ઠરાવ ૩ ઉપરોકત હાઇસ્કૂલના જેવી એક કન્યાશાળા પણ સ્થાપવી અને તેમાં સંગિત, સીવણ ગુંથણ અને ભરત વગેરે બાબતો ઉપર ખાસ ધ્યાન આપવું. તે વિષયોની પણ પરીક્ષા લેવી.

ઠરાવ ૪ કન્યાશાળામાં પણ ધાર્મિક શિક્ષણ રાખવું અને ધાર્મિક પરિક્ષા પણ લેવી.

ઉપરના ઠરાવો સર્વાનુમતે પસાર થતાં પ્રમુખસ્થાનેથી એક વિદ્વત્તાભરેલું ભાષણ આપવામાં આવ્યું જેનો સારાંશ નીચે પ્રમાણે છે.

**સદ્‌ગૃહસ્થો અને મિત્રો,**

તમારી આગળ હું એક અગત્યની વાત કહેવા ઉભો થયો છું. આપ સર્વે જાણુતાજ હશો કે આપણા મિત્રમંડળનો મુખ્ય ઉદ્દેશ

ધાર્મિક તેમજ વ્યવહારિક જ્ઞાનનો ફેલાવો કરી સમાજની સેવા બજાવવાનો છે. હજુ આપણી કોમ જ્ઞાનમાં–ધાર્મિક જ્ઞાન એકલામાં નહિ પણ વ્યવહારિક જ્ઞાનમાં પણ ઘણીજ પછાત છે, આને માટે આપણે ઘણુાજ દિલગીર થવા જવું છે. **જ્ઞાન વિનાના માણસની જીંદગી એ વાસ્તવિક જીંદગીજ નથી.** દુનિયામાં જો કોઇ પણ દેશ યા કોઇ પણ કોમ આગળ વધી હોય તો તે જ્ઞાનનોજ પ્રભાવ છે. આપણા શાસ્ત્રમાં પણ જ્ઞાનનો પ્રભાવ કયાં ઓછો વર્ણવ્યો છે, છે, માટે જો આપણે આઘળ વધવું હોય તો **આપણી કોમમાં હાલ જે અજ્ઞાન રૂપી અંધારૂં છવાઇ ગયું છે. તેનાપર જ્ઞાનરૂપી પ્રકાશ પાડવાની જરૂર છે.** વ્યવહારિક જ્ઞાન પ્રકાશ પાડશે એ ખરી વાત છે પણ વાસ્તવિક પ્રકાશ તોં ધાર્મિક જ્ઞાનથીજ પડી શકશે. માટે આપણા મિત્રમંડળને મારી સૂચના છે કે વ્યવહારિક જ્ઞાનની સાથે સાથે ધાર્મિક જ્ઞાન આપવા ચુકવું નહિ. એમ ન બનવું જોઇએ કે વ્યવહારિક જ્ઞાન ચાલુ રહે અને ધાર્મિક જ્ઞાનને તિલાંજલી અપાય. જો આ બન્ને જ્ઞાન સાથે સાથે અપાશે તો ભવિષ્યમાં ઘણુંજ સારૂં પરિણામ આવશે અને હાલની ઉચ્ચ કેળવણી વગોવાય છે તે વગોવાતી બંધ થશે.

બીજી વાત એ છે કે એકલું જ્ઞાન આપ્યું એટલે બસ નથી. આજકાલ ધંધા વગરના ઘણા માણસો રખડયા કરે છે, ભણેલા પણ કેટલા રખડે છે. આવા ભાઇઓ માટે હુન્નરકળાને ઉત્તેજન આપનાની જરૂર છે. આવા ભાઇઓને નાના પ્રકારના હુન્નર અને કળાઓ શીખવાડી ધંધે વળગાડવાની જરૂર છે. કેટલીક બ્હેનો (ખાસ કરીને વિધવાઓ) પણ આજીવિકાને માટે ફાંફા મારે છે. આવી બ્હેનોને સીવણ ગુંથણ અને ભરત એવી બીજી કેટલીક સારી કળાઓ અને હુન્નરો શીખવાની જરૂર છે. હુન્નરકળાની ખાસ જરૂર હું જોઉં છું. હુન્નરકળાને જો ઉત્તેજન મળશે તો આપણી આર્થિક સ્થિતિ ઘણીજ સુધરી જશે એમ હું તો ધારૂં છું.

ભાઇઓ હાલ આટલુંજ બોલી તમારો અમૂલ્ય વખત વધારે ન લેતાં આપ સર્વ ભાઇઓ આ મિત્રમંડળને યથાશક્તિ મદદ કરશો એટલું જણાવી હું બેસી જવાની રજા લઉં છું.''

પ્રમુખનું ભાષણ પુરૂં થતાં અમારી સભા વિસર્જન થઇ.

પ્રિય વાંચક! જે કોમમાં એક વખત બિચારા વિદ્યાર્થીઓને ફી તથા ચોપડીઓ માટે ફાંફાં મારવા પડતાં હતાં તેજ કોમના વિદ્યાર્થીઓ આજે ફી અને ચોપડીઓ તો શું પણ મોટી મોટી સ્કોલરશીપો અને ઇનામો મેળવી આનંદ કરે છે. કેળવણી ક્ષેત્રમાં અમારી કોમે હાલ બ્હોળું ખેડાન ખેડયું છે. જે કોમ પહેલાં ફી અને ચોપડીઓ પણ પુરી પાડી શકતી નહતી. તે કોમ આજે પોતાની ખાનગી સ્કૂલો અને કન્યાશાળાઓ ધમધોકાર ચલાવે છે. ધાર્મિક જ્ઞાન ઉપર પણ પૂરતું ધ્યાન આપનામાં આવે છે, એક હુન્નર શાળા અને કળાભુવન પણ ખોલવામાં આવેલ છે અને ઘણા ભાઈ બ્હેનો ખુશીની સાથે તેનો લાભ લે છે. એક વખતે દુઃખદાયક અને શોકજનક સ્થિતિ ભોગવતી અમારી કોમ આજે સર્વ પ્રકારે સુખી છે. ધર્મનો ડંકો આજે ચારે દિશાએ વાગી રહ્યો છે. કેળવણી અને હુન્નરકળાને ઉત્તેજન આપવાની અમારા મંડળની સર્વ ઇચ્છાઓ આજે પાર પડી ચૂકી છે. અને અમારી ફતેહ થવાથી અમારી કોમનો એક એક માણસ અમારા મિત્રમંડળ ઉપર આશિર્વાદનો વરસાદ વરસાવે છે.

વાંચક, આપણી વાર્તા હવે વધુ ન લંબાવતા જે કેટલીક બીના જણાવવાની બાકી છે તે જણાવી આપણે આપણી વાર્તા સમાપ્ત કરીશું.

---

## પ્રકરણ ૫ મું.

### ઉપસંહાર.

" प्रारभ्यते न खलु विघ्नभयेननीचैः ।
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ॥
विघ्नैर्पुनः पुनरपि प्रति हन्यमाना ।
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥

જ્યારે કોઇ પણ માણસ પોતાના ઉમદા વિચારો બ્હાર પાડે છે ત્યારે તેને મદદ એકદમ કરવા કોઇ પણ વ્યક્તિ બ્હાર આવતી નથી. સખાવતી પુરૂષો ( munificients ) પણ એકદમ મદદ કરતા નથી. કેટલાક તો વળી મદદ કરવાની છો દૂર રહી પણ તેને બદલે તે માણુસનાં રસ્તામાં એનેક જાતની અડચણો ઉભી કરી તેના વિચારો તોડી નાંખવાનો પ્રયત્ન કરે છે, પરંતુ સાહસિક અને ધીર એવો તે પુરૂપ આ સઘળાથી ડરી ન જતાં પોતાના વિચારોનાં મક્કમ રહે છે અને પોતાના વિચારોનાં ઉત્કૃષ્ટ અને ઉત્તમપણામાં સમ્પૂર્ણ વિશ્વાસ રાખી હીંમતથી આગળ વધ્યાજ કરે છે. તેને તેના વિચારોમાં સમ્પૂર્ણ વિશ્વાસ હોય છે. તે ગમે તેટલા કષ્ટો ( hardships ) સહન કરી પોતાની ઇચ્છા પાર પાડવા ચૂકતો નથી. આખરે તેની ઇચ્છાઓ પાર પડતી દેખી કેટલાક સખીજનો તેના વિચારો બરોબર સમજી તેને મદદ કરવા બ્હાર નીકળી પડે છે અને ઉત્તમ વિચાર ધરાવનાર તે માણુસ પ્રભુ કૃપાથી તેની સઘળી ઇચ્છાઓ પાર પાડવા સમર્થ બને છે. અમારી બાબતમાં પણ એમજ બન્યું. શરૂઆતમાં જ્ઞાન અને હુન્નર કળાને ઉતેજન આપવાના અમારા નિઃસ્વાર્થ અને શુભ વિચારોને અમારા પૂજ્ય ઘૈડાઓ વખોડી નાંખતા હતા. પ્રથમ કેટલાક તો મદદ આપવાની ચોકખી ના જ પાડતા હતા. અમારા વિચારો તેમના હૃદયમાં ઠસાવવા અમારે શું શું સહન કરવું પડયું હશે તે તો અમારો આત્માજ જાણે છે.

ગમે તેમ પણ અમારે તો વેઠયા વગર છુટકોજ ન હતો કારણ કે અમારે કોઇ પણ પ્રકારે અમારી કોમની સેવા બજાવવી હતી. આ અમારો બાલ્યાવસ્થાનો જ નિશ્ચય હતો. આખરે અમારા વિચારો કેટલાકના મનમાં ઠસી ગયા. તેઓ અમને મદદ કરવા લાગ્યા અને પ્રભુ કૃપાથી અમારી ઉમેદો પાર પડી.

અમારા ઘરડાઓમાંના કેટલાક હાલ સ્વર્ગમાં બિરાજે છે; કેટલાક હજુ મોજુદ છે. જે હાલ મોજુદ છે તેમાંના ઘણા અમારા નિઃસ્વાર્થ વિચારો શરૂઆતમાં સમજી શકયા ન હતા. પણ હવે પરિણામ જોતાં અમારા વિચારોનું સત્યપણું અને ઉત્કૃષ્ટપણું તેઓ સમજી શકયા છે. હાલ તેઓ અમારી મુક્ત કંઠે પ્રશંસા કરે છે અને અમારા મિત્રમંડળને તેના ઉત્કૃષ્ટ અને ઉત્તમ વિચારો માટે કોટીશઃ ધન્યવાદ આપે છે.

પ્રિય વાંચક ! તેં જોયું તે પ્રમાણે મારી અને સુંદરલાલની સઘળી ઇચ્છાઓ પાર પડી ચુકી. પાયા વિનાના ઘરને અમે મોટી ઇમારત બનાવી શકયા. આ પ્રમાણે અમે અમારી ફરજ સમ્પૂર્ણ રીતે બજાવી શકયા તેને માટે અમે પ્રભુનો પાડ માનીએ છીએ.

વાંચક મહાશયને યાદ હશે તે પ્રમાણે પ્રથમ જ્યારે જ્યારે મારો અને સુંદરલાલનો મેળાપ થતો ત્યારે ત્યારે અમારે ખિન્ન હૃદયે વિખૂટા પડવું પડતું હતું. અમારી કોમની તે વખતની સ્થિતિ અમને શલ્યની માફક સાલ્યાજ કરતી હતી. હવે તેમાંનું કાંઇ પણ નથી. હાલ તો અમે એક બીજાને પ્રસન્ન મુખે વિખુટા પડતા જોઇએ છીએ. અને અમારા મેળાપના દરેક પ્રસંગે અમે સુખને હીંડોળે હીંચ્યાજ કરીએ છીએ. અમારી કોમની હાલની સ્થિતિ અમને પ્રથમની માફક શ-લ્યની પેઠે સાલતી નથી, પણ અમારી કોમને સુખી દેખી અમારી આંખો હર્ષાશ્રુથી પૂર્ણ રહે છે. હાલ અમારે સમ્પૂર્ણ શાન્તિ અને આનંદનો સમય છે. પ્રિય વાંચક! તું પણ અમારી સાથે આનંદરૂપી રસનો એકાદ ઘુંટડો પીવાની આ તક ચૂકતો ના.

આનન્દ, આનન્દ, આનન્દ.

# શ્રી નિર્મળ કાવ્યમાળા.

## ભાગ પહેલો
## કેળવણી ઉત્તેજક કાવ્યો.

### ૧
### "કેળવણી એજ સાચી છે."

( રાગ—કવાલી )

સદા સંસ્કાર શુભ પાડે, વધારે જ્ઞાન શક્તિને;
ખીલાવે કુમળા મગજો, કેળવણી એજ સાચી છે; ૧

ચઢાવે સત્યના પંથે, બતાવે નીતિ ને રીતિ;
વધારે વૃદ્ધિ ને સિદ્ધિ, કેળવણી એજ સાચી છે. ૨

ઘટાડે સ્વાર્થ વૃત્તિઓ, જગાડે હિત વૃત્તિ ને;
જીવાડે જીંદગી સાદી, કેળવણી એજ સાચી છે. ૩

વિનયના વ્રત આપીને, સદાચારી બનાવે જે;
જગતના વીર પુત્રોને, કેળવણી એજ સાચી છે. ૪

છુપેલું ગુપ્ત ધન જે છે, સહુવાસી દેશ વિદેશે;
કીર્તિને યશનું કારણ, કેળવણી એજ સાચી છે. ૫

દયા જે શિખવે સાચી, જગતના પ્રાણી માત્રોની,
વધારે વિશ્વનો સ્નેહ, કેળવણી એજ સાચી છે. ૬

ચગશ જે ધર્મની લાવે, જગાડે આત્મશ્રદ્ધાને;
સુખાકારી બનાવે જે, કેળવણી એજ સાચી છે. ૭

---

૨

## ' ભણાવો, બાલ યુવાનો.'

---

( રાગ–કવાલી. )

' હિતસ્વી ' નામ દીપાવા, ન થાવા શત્રુ બાલોના;
ચઢાવા સત્યના પંથે, ભણાવો બાલ યુવાનો. ૧

યુવાનો ઉગતા જે છે, ભણે છે હોંશથી જેઓ;
તેઓના હિતને માટે, ભણાવો બાલ યુવાનો. ૨

ખિલવવા શક્તિ તેઓની, બનાવા ભક્ત ને શૂરો;
દયાના ધોધ રેલાવા, ભણાવો બાલ યુવાનો. ૩

બનાવા દેશ સેવકો, વળી પંડિત વક્તાઓ;
ગજાવા વાક્–વેદીને, ભણાવો બાલ યુવાનો. ૪

'કલાપી'ની કલમ જોવા, કરૂણા 'ભવભૂતિ'ઓની;
કવિતા 'કાલીદાસો'ની, ભણાવો બાલ યુવાનો. ૫

યુવાનો સુવિનિત જે છે, ભણેલા સત્ય સૂત્રોને;
ઉજાલે તાતની કીર્તિ, ભણાવો બાલ યુવાનો. ૬

લઇને જ્ઞાન 'અધ્યાત્મ', દીપાવો દેશ ભારતને;
ધરમના ધ્વજ ફરકાવો, વ્હાલા ઓ બાલ યુવાનો ! ૭

---

૩

## 'ભાવિ હિંદ માતાઓ માટે.'

( રાગ–કવાલી.)

તમારી બાળ બેનો છે, ભવિષની હિંદ માતાઓ,
જરા એ ખ્યાલમાં રાખી, ભણાવો ભાવી માતાઓ. ૧

સુધારક ઓ ! સમાજોના, વળી ઓ ! દેશ નેતાઓ;
આબાદી દેશની ઇચ્છો, ભણાવો ભાવી માતાઓ. ૨

ગ્રહીને સત્ય સંસ્કારો, શિક્ષિત એ ભાવી માતોના;
સંતાનો 'ધીર' સો બનશે, ભણાવો ભાવી માતાઓ. ૩

અરે ઓ જૈન બંધુઓ. શિયળવંતી સુભદ્રાઓ,
બનાવા જો કદી ઇચ્છો, ભણાવો ભાવી માતાઓ. ૪

ન દેશો જ્ઞાન પશ્ચિમનું, ભલે ના યોગ્ય લાગે તો,
દઇને ધર્મના તત્ત્વો, ભણાવો ભાવી માતાઓ. ૫

વિવેકી ભાવી માતાના, વિવેકી પુત્ર સો થાશે;
ધરમના ધ્વજ ફરકાશે, ભણાવો ભાવી માતાઓ. ૬

૪

## ' મદદ આપો નહિં શાને ?'

( રાગ–કવાલી )

શુભેચ્છક હિત જોનારા, અમારા પૂજ્ય હો વડીલો !
વિદ્યાના માર્ગમાં જરીએ, મદદ આપો નહિં શાને ? ૧

વિદ્યાર્થીઓ અમે સૌએ, તમારા આશરે રહીએ;
ભણાવો તો અમે ભણીએ, મદદ આપો નહિં શાને ? ૨

ભવિષ અમ બાળનું પૂજ્યો, તમારા હાથમાં ઝૂલે;
અમારૂં શ્રેય ઇચ્છો તો, મદદ આપો નહિં શાને ? ૩

વિદ્યા જો ના કદી પામે, તમારા બાળકો શોચો;'
મુરખ રે'શે સદા સૌએ, મદદ આપો નહિં શાને ? ૪

પિતા માતા વડીલો જે, અભણ સંતાનને રાખે;
ગરજ દુશ્મન તણી સારે, મદદ આપો નહિં શાને ? ૫

મુરખ સો પુત્રના કરતાં, ભણેલો પુત્ર એક ગુણી;
ઉજાલે તાતની કીર્તિ, મદદ આપો નહિં શાને ? ૬

મુકી નિદ્રા અને સુખો, કરે ઉજાગરા લાંબા;
અરે વિદ્યા મળે ત્યારે, મદદ આપો નહિં શાને ? ૭

લઇને ધર્મ સંસ્કારો, ભલે લે જ્ઞાન અંગ્રેજી;
અધર્મી તે નહિં થાએ, મદદ આપો નહિં શાને ? ૮

સુગંધી સુખની સાચા, વસે છે જ્ઞાન વાડીમાં
ભલા એ જ્ઞાનને માટે, મદદ આપો નહિં શાને ? ૯

ભણેલા જો હશે બાલો, બજાવી કોમની સેવા;
ધજાઓ ધર્મની ધરશે, મદદ આપો નહિં શાને ? ૧૦

ઘણા પોષો તમે ખાતાં, જમણવારો પ્રીતે આપો;
પ્રીતે કેળવણી પણ પોષો, મદદ આપો નહિં શાને ? ૧૧

કહે 'નિર્મળ' સુણો વાણી, કરૂણા દીલમાં આણી;
હૃદયમાં વિનતિ ધારી, મદદ કરજો મદદ કરજો. ૧૨

---

# ' શ્રી નિર્મળકાવ્યમાળા '

## ભાગ બીજો
## નૈતિક અને સામાજિક કાવ્યો.

૫

### ' જ્ઞાન અને વિનય.'

( રાગ–હરિગીત. )

વિધ વિધ જનો આ જગતમાં જુઓ અહા ! બહુએ થયા,
જ્ઞાની થયા તે તે રહ્યા બાકી બધા ચાલ્યા ગયા,
વિસરી વિનયને જ્ઞાની પણ વિસ્મૃત થયા જગથી અહા !
અંધારૂં છે આ જીંદગીમાં જ્ઞાન'ને વિનય વિના. ૧

હા ! ઝળક ઝળકે જ્ઞાન તેજે જ્ઞાન ચક્ષુ જ્ઞાનીની,
જે દિવ્ય તેજે એ જુએ હા ! સકળ વસ્તુ વિશ્વની;
અજ્ઞાન જીવો ના જુએ પળમાં જુએ તે જ્ઞાની હા !
અંધારૂં છે આ જીંદગીમાં જ્ઞાન'ને વિનય વિના. ૨

આ જીવન ચાલે ચક્રથી બે જ્ઞાન'ને વિનય તણા,
બે મિત્ર સમ બે ચક્ર એ દે સ્હાય સજ્જનને સદા;
ઉજાસ આપે એક'ને મોહાન્ધ ટાળે અન્ય હા !
અંધારૂં છે આ જીંદગીમાં જ્ઞાન'ને વિનય વિના; ૩

જ્ઞાની ગ્રહે હા ! પ્રેમથી અમૃત પ્યાલા જ્ઞાનના,
ને પાન એ રસનું કરી આનંદ પામે તે સદા;

નિજ જ્ઞાનમાં જ્ઞાની જુએ હા ! દિવ્ય આનંદ દીવડા,
અંધારૂ છે આ જીંદગીમાં જ્ઞાન'ને વિનય વિના. ૪

માટે કહું હે સજજનો! વિદ્યા ગ્રહો, વિનય કરો,
ને હેય શું ? ને જ્ઞેય ઉપાદેય શું ? તે ઓળખો;
વિનય કરી વળી જ્ઞાન 'નિર્મળ' પામી લોકાલોકનું,
સુખધામ પરમાનંદનું પામો સદાયે વાઞ્છું હું. ૫

---

૬

## 'મનુષ્ય કર્તવ્ય.'

---

( રાગ–કવાલી. )

જગતમાં જન્મ પામીને, જનનીની કૂખ શોભાવી,
સફળ જીવન કરી લેવું, મનુષ કર્તવ્ય એ સાચું. ૧

બતાવી વીરતા જગને, કરી જીવન તણી કિંમત,
સદા શુભ કાર્ય આદરવું, મનુષ કર્તવ્ય એ સાચું. ૨

બુરૂં ના કોઈનું કરતાં, દુઃખીને દુઃખ ના દેતાં,
જગતનું દીન [illegible], મનુષ કર્તવ્ય એ સાચું. ૩

તજી આળસ ગણી દુશ્મન, ન ખોટી પળ કદી ખોતાં,
જીવન ઉદ્યમ સદા કરવો, મનુષ કર્તવ્ય એ સાચું. ૪

હૃદયના સ્નેહીની ખાતર, ન પરવા પ્રાણની કરતાં,
મદદ સંકટ મહીં કરવી, મનુષ કર્તવ્ય એ સાચું. ૫

દુઃખી આ જીંદગી જાણી, ડરી ના તેહુથી જાતાં,
હઠાવા હિંમતે દુઃખો, મનુષ કર્તવ્ય એ સાચું. ૬

લુટારો સ્વાર્થ છે સમજી, તિલાંજલિ તેહુને આપી,
સદા પરમાર્થમાં પળવું, મનુષ કર્તવ્ય એ સાચું. ૭

વિનય વિવેકથી સિંચી, હૃદય 'નિર્મળ' સદા રાખી,
પરમ આનંદ અનુભવવો, મનુષ કર્તવ્ય એ સાચું. ૮

---

## ૭

## સ્વાવલંબન. ( Self Reliance. )

( રાગ—હરિગીત. )

નિજ ચંચુથી ફુલને વીણી પંખી સદા જીવિકા કરે,
જીવે પશુઓ પણ જુઓ ચરીને સદાયે ખેતરે;
જીવજંતુઓ ત્યમ જગતમાં સૌ 'સ્વાવલંબન' આદરે,
જાણે છતાં તું માનવી શાને જીવે પરના પરે !

પરતંત્રતાની જીંદગી હા ! લોહની છે બેડીઓ,
જકડાઈ તેમાં 'જીવન' આ, હારી ગયા બહુએ જનો;
ઉલ્લાસ ઓચો જીવનનો ત્યમ જન્મનું વળી નૂરરે,
જાણે છતાં તું માનવી શાને જીવે પરના પરે !! ૨

પરવશ જીવી આ જીંદગી એળે ગઈ માની નહીં,
તો જીંદગીને મૃત્યુમાં પણ ભેદ અલ્પ રહ્યો નહીં;
સ્વતંત્રતાના દિવ્ય સુખ પણ હા ! ગયા જગથી ખરે,
જાણે છતાં તું માનવી શાને જીવે પરના પરે ! ૩

પર આશરે નહીં જીવતાં ઉત્તમ જનો ઉદ્યમ કરે,
કરી યત્ન હર હંમેશ, 'નિર્મળ' નામ શ્રીહરિનું સ્મરે;
હરિ પણ અહા! આનંદ રસથી તેહનું જીવન ભરે,
જાણે છતાં તું માનવી શાને જીવે પરના પરે! ૪

---

૮

## વિધિ ( Fate )

---

( રાગ—કવાલી )

ઘડીમાં તે હસાવે છે,
ઘડીમાં તે રડાવે છે;
ઘડીમાં સ્વર્ગ સુખ દે છે
ઘડીમાં કારમા દુઃખો. (૧)

ઘડીમાં કંઈક ધારેને,
ઘડીમાં કંઈક થાયે છે,
વિધિના ખેલ ન્યારા છે,
હજારોને રમાડે છે. (૨)

---

૯

## 'આર્યમહિલાને'

---

( રાગ-શિખરિણી. )

પ્રીતે આત્મા ભોગે, કુટુંબ જન સેવા કરી રહે,
કરી સેવા ભક્તિ, પતિ મન સદાયે હરી લહે;

પતિ–પિતા જનની, સ્વજનક જનનોં માફક ગણે,
અહો! ધન્યા એવી, ગુણનિલય તું આર્ય મહિલે! (૧)

અહો સ્વામી પોતે, ન નિજભવને હાજર છતાં;
કરે જે આનંદે શ્વસુરગ્રહ સેવા દુઃખોં છતાં;
વળી ઠારે પ્રીતે, સ્વજનગણના દુઃખોં દીલ જે,
અહો! ધન્યા એવી, ગુણનિલય તું આર્ય મહિલે! (૨)

જુઓ હા! સાવિત્રી, અવનિ પર હતોં આર્યમહિલા,
દીપાવ્યો હા! જેને, કુળવધુ તણો સત્ય મહિમા;
પતિ ભક્તિ સાચી, વનભુવનમાંહી કરી પ્રોતે,
અહો! ધન્યા એવી, ગુણનિલય તું આર્યમહિલે! (૩)

વરો માંગ્યા મોંઘા, યમ પણ થયો વિસ્મિત અહા!
અને દેખત કીધા, નયનહીન જે સાસુ સસરા;
વળી જાતાં જાતાં, 'શત તનય હોજો' કહ્યું યમે,
અહો! ધન્યા એવી, ગુણનિલય તું આર્યમહિલે! (૪)

વસો આ ભારતમાં, અતિ અતિ અહા! આર્યમહિલા,
સદા સાવિત્રીઓ, જગત પર દો દર્શન અહા!
દીપે છે ભારત હા! કુલવધુ તણા ગૌરવ થકી,
અહો! ધન્યા એવી, ગુણનિલય તું આર્યમહિલે! (૫)

---

૧૦

# ડુબતો કુટુંબ ભાનુ.*

( રાગ-કવાલી. )

કુટુંબ ભાનુ ઝળકતો જે, કિરણ કીર્તિ તણા તેજે:
યશસ્વી તેજ હા ? તેનું, થયું તે ઝાંખુ હા શાને ? ૧

ધરમના ઉત્સવો મોટા, મંડાતા આંગણે જેના;
હતું જે હાર જૈનોનું, થયું તે ઝાંખુ હા શાને ? ૨

ખંભાતની ફુલવાડીમાં, હતું જે પુષ્પ સોનાનું:
દિસે તે આજ કરમાતું, થયું તે ઝાંખુ હા શાને ? ૩

અમીરો ને અમલદારો, કરે સન્માન હા જેનું;
અપ્રતિમ કુટુંબ હા એ તો, થયું તે ઝાંખુ હા શાને ? ૪

ધન્ય પોપટ અમરચંદનું, કુટુંબ કે'તા અહા લોકો;
દઇને ધોધ આશિષના, થયું તે ઝાંખુ હા શાને ? ૫

દીપાવ્યું 'દાસ' જેવાએ, બતાવી સત્ય બાહોશી;
'કસ્તુરભાઈ' હજુ ધારે, થયું તે ઝાંખુ હા શાને ? ૬

જરૂર દીપાવશે 'જંબુ' હતી આશા અહા ! મોટી;
ભળી એ ધુળમાં આજે, થયું તે ઝાંખુ હા શાને ? ૭

ભલો શાણો અને ડાહ્યો, અચાનક હા ગયો જંબુ;
મુકી હા ! સર્વને રડતો, થયું તે ઝાંખુ હા આથી. ૮

---

* ખંભાતના શેઠ કસ્તુરભાઇ અમરચંદના પૌત્ર શેઠ જંબુભાઇના અવસાન સમયે આ કાવ્ય લખવામાં આવ્યું હતું.

અંધુઓ પણ હવે વૃથા, ન શોચો જે થઈ ગયું તે;
થવાનું તે થઈ ગયું છે, વિધિનું ધાર્યું તે થયું છે. ૯
હવે તો શાંતિ સૌ ઇચ્છો, અસહ્ય એ વેદના તોયે;
પ્રભુ દો શાંતિ એ જીવને, પરમ શાંતિ પરમ શાંતિ. ૧૦

વળી આપણ–હૃદય પુષ્પો, તણી માળા ગુંથી અર્પો;
પ્રભુ શ્રી પાર્શ્વના કંઠે, હઠાવે જે સહુ દુઃખો. ૧૧

---

૧૧

## અભિનંદન.*

---

( રાગ: શિખરિણી–અનુષ્ટુભ્. )

અહા ! મૈત્રી તારી, સ્ફટિક સમ એ નિર્મળ હતી,
દીધાં તેં તો 'સુંદર', સુખદ સહવાસો અતિ અતિ;
થયો બી. એ. જાણી, જીવનભર ઓ મિત્ર તુજને,
દઉં હું ના શાને ? હૃદય અભિનંદન સુમનને. (૧)

ગ્રહજે મિત્ર તું મારા,
અભિનંદન પુષ્પને,
અમુલું તોય અર્પેલું,
'નિર્મળ' કો મિત્રના કરે. (૨)

---

* મારા મિત્ર સુંદરલાલ અંબાલાલ કાપડીઆ, બી. એ. પાસ થયા ત્યારે તેમના અભિનંદન માટે લખાયલું કાવ્ય.

૧૨

# ( રડવા કુટવા વિષે. )

## કરો હા ઢોંગ આ શાને ?

( રાગ-કવાલી. )

સિધાવ્યા માનવી સ્વર્ગે,
નથી આવ્યાં કદી પાછા;
રડી કુટી છતાં ખોટું,
કરો હા! ઢોંગ આ શાને ! ૧

કરો શા કુકવા મોટા,
હૃદય ખાલી અહા તોયે;
બતાવા લોકને ફોગટ,
કરો હા! ઢોંગ આ શાને ! ૨

જીગરની દાઝ જો હોયે,
મરેલા માનવી માટે;
હૃદયના આંસુ બે સારો,
કરો હા! ઢોંગ આ શાને ! ૩

વિચારો આત્મસુખ તેનું,
પિછાનો જગ તણી લીલા;
'જનમ છે મૃત્યુને માટે,'
કરો ! હા ઢોંગ આ શાને ! ૪

મુકી પોકો અહા મોટી !
કુટીને છાતીઓ શોચો;
ગુમાવો આત્મસુખ તેનું,
કરો હા ! ઢોંગ આ શાને ! ૫

અપાવો પાપના પૂંજો,
બતાવી લાગણી ખોટી,

તમારૂં સુખ પણ ખોવો,
　　　　કરો હા ! ઢોંગ આ શાને !
રૂઢિ ખોટી અહા ! આ તો,　　　　૬
　　　　નથી આ ધર્મ જૈનોનો,
જરા એ ચિત્તમાં શોચી,
　　　　ફરજ સમજો, ફરજ સમજો.　　૭

---

૧૩

## જીવ્યા યા ના જીવ્યા તો શું ?

( રાગ—કવાલી. )

જનનીની કુખમાં જન્મી, જરા ના વીરતા દાખી;
પ્રભુનું નામ ના લીધું, જીવ્યા યા ના જીવ્યા તો શું ? ૧
કેળવણી ના કશી લીધી, પશુની જીંદગી જીવ્યા;
નકામી વ્યર્થ એ ફોગટ, જીવ્યા યા ના જીવ્યા તો શું ? ૨
વિનય ના કોઇનો કીધો, કેળવણી પામીને ઉંચી;
સફળ કીધું નહિં કાંઇ, જીવ્યા યા ના જીવ્યા તો શું ? ૩
પર નિંદા અને પીડા, મહિં જીવન સદા ગાળ્યું;
ન ચિંત્યું શ્રેય આત્માનું, જીવ્યા યા ના જીવ્યા તો શું ? ૪
કોણ છું ? ને કયાંથી આવ્યો ? વળી તું કયાં જનારો છે ?
ન પૂછ્યું જીવને કદીએ, જીવ્યા યા ના જીવ્યા તો શું ? ૫
'જીવવિચાર' પણ કીધો, ધરમના 'તત્વ' પણ શીખ્યા;
'નિર્મળ' ચારિત્ર ના રાખ્યું, જીવ્યા યા ના જીવ્યા તો શું ? ૬
જીવન ઉંચું બહુ જીવ્યા, વરસના વર્ષ સુધીએ;
પળોમાં ધોઇ નાંખ્યુ એ, જીવ્યા યા ના જીવ્યા તો શું ? ૭

---

# શ્રી નિર્મળ કાવ્યમાળા

## ભાગ ત્રીજો

## ધાર્મિક કાવ્યો.

### ૧૪

### 'સન્માર્ગ દર્શકને'

( રાગ—હરિગિત )

સન્માર્ગદર્શક વીર ! મોરા, વિનતિ બાળક કરે,
ત્રણ ભુવનમાં નહિ કો વિભુ ! આવી શકે તારા તુલે,
દુષ્ટ પરિણામી આતમા' આ નામ જપતાં તાહરૂં,
'નિર્મળ' બની આવી જતો વિભૂ ! ક્ષેત્ર છે જ્યાં તાહરૂં. ૧

રસકસ કલુષ 'મધુબિન્દુ' જેવા જગતના જે કારમા,
'કિમ્પાક' ફળ વિપાક જેવા પુદ્ગલ સુખો વળી વિશ્વના;
ભૂલી જઇ સૌ તે વિભૂ !' ને ઢળી જઇ તુજ ચરણમાં
આનંદ કરતો ગેલ કરતો હા ! વિભૂ ! ! તુજ બાળ' આ ૨

ભૂલી જતો સુખ વિશ્વના' ને સ્વર્ગના સુખ દેખતો,
અમૃત સમા એ સુખમહીં હા ! એ ઘડી તો મા'લતો;
પણ વિશ્વસુખસમ સ્વર્ગસુખ પણ દુઃખકારી જાણતાં,
ફેંકી દઇ તે વાઞ્છતો વિભૂ ! સુખ અક્ષય મોક્ષના. ૩

છે યોગ્ય જાણી વીર પણ નિજ બાળને કરથી ગ્રહી,
અપ્રતિમ વાટ અક્ષય સુખનોઁ દર્શાવી દેતા પ્રેમથી;
'શ્રી વીરશાસન' વાટ' એ લઇ લે અહા! કૈં કૈં જીવો,
જે વીર્ય ફોરે, કર્મ તોડે, અક્ષય પામે તે સુખો.

સૌ વીરપુત્રો! અંતમાં કવિ હૃદયની વિનતિ કહું,
સુણો અને સંભાળોઁ લો "સૌ શ્રેય ઇચ્છા સર્વનું;"
'शिवमस्तु सर्व जगतः' શ્રી વીરશાસનનોઁ વિજયી ધ્વજા,
કરમાં ગ્રહો, ફરકાવોઁ દો, હા! જગતના ગુરૂ ચોકમાં.

---

૧૫

## " શ્રી વીરવાઞ્છા. "

---

(રાગ–હરિગિત.)

વિભુ વીર તારા નામનો જપીં જાપ હર હંમેશ હું,
પાપી વિચારો માહરા'ને દુષ્ટ ભાવો હૃદયના;
સાંકળ બની જે સખ્ત તેથી તોડી તે પલવારમાં,
આવીશ દોડી પાસ તારી ભક્તિની પાંખો વડે.

આતુર છે મુજ હૃદય આ ઓ વીર તારા દર્શને,
હા! સિદ્ધશીલે ઉડવા પલવાર તો લલચાય છે;
ઉંચે નિહાળી એ ઘડી જ્યાં ચિંતવું વીર નામને,
મુજ આત્મને તુજ આત્મ સાથે વાત કરતો જોઉં હું

પણ રે ગયો હા! ક્યાં ગયો હા! કેમ દેખાતો નથી
હમણાં હતો, હમણાં હતો ને એટલામાં ક્યાં ગયો;

જાણે અજાણ્યે બાળનો શો વાંક એવો થઇ ગયો,
કે વિણ જોયે અંતર તણી દૃષ્ટિ થકી અળગો થયો. (૩)

કરૂણા કરી પાછા ફરો બાળક પરે દૃષ્ટિ કરો,
લાવી દયા આપો તમારો સાથ હું ઝંખુ સદા;
દ્યો મુક્તિ 'નિર્મળ' બિનવે વળી મોક્ષદાતા વીરજી,
ને 'વીરવાગ્-છા' પૂર્ણ થાતાં હાથ બે જોડે સહી. (૪)

---

૧૬

## 'શ્રી આદીનાથ સ્તુતિ.'

( લલિત છંદ )

પ્રણમીં પાયમાં, હું લળી લળી,
  પ્રથમ જીનજી, વંદના કરૂં;
જનનિ ભક્તિતો, નાથ તેં કરી,
  અરપ્યો કેવલ, માત ઉદ્ધરી. પ્રણમી૦ ૧

સૂચવ્યો માર્ગ એ, શીવ શેરીનો,
  સહુ જીવો તણા, દુઃખડાં હર્યાં,
ખપવી કર્મને, કાયને તપી,
  રૂષભદેવજી, મોક્ષમાં ગયા. પ્રણમી૦ ૨

પ્રભુ તમે ગયા, ના લીધો મને,
  પણ વિભૂ હવે, ના મુકું તને,
નહિ સુણો તમે, તો વિભૂ ભલે,
  લઇશ મુક્તિ હું; પાયમાં પડી. પ્રણમી૦ ૩

વિનવુ હું વિભૂ આદિનાથજી,
જપી જપી તને, કાવ્યમાળથી,
ભજન ભાવથી, હું ભજું તને,
વિનતિ 'નિર્મળી', મુક્તિ ઘો મને. પ્રણમી૦ ૪

---

૧૭

## 'શ્રી શ્રેયાંસજિન સ્તવનમ્'

---

(મન મોહન પ્રભુ પાસજી—એ રાગ)

ધન્ય ઘડી ધન્ય દાહડો, ધન્ય ધન્ય અવતારજી;
દર્શન પામ્યો શ્રેયાંસના, પુરવ પૂણ્ય પસાયજી. ધન્ય૦ ૧

જન્મ સફળ થયો માહરો, પૂર્ણ થઇ અભિલાષજી,
કર્મ કઠીન દૂરે ગયા, પાતિક ભવ ભવ કેરાંજી ધન્ય૦ ૨

પાવન થઈ આ દેહડી, હર્ષ હૈયે ન સમાયજી,
શ્રી શ્રેયાંસજિન ધ્યાવતાં, આનંદનો નહીં પારજી. ધન્ય૦ ૩

શ્રેયાંસજિન અગ્યારમા, માતા વિષ્ણુના સુતજી;
ભક્તિ રાગથી સેવતાં, ઉતારે ભવપારજી. ધન્ય૦ ૪

શ્રેય કરે સવી જીવનું, દેઇ સદ ઉપદેશજી;
'નિર્મળ' ધારી વિનતિ, દેજો પરમ આનંદજી. ધન્ય૦ ૫

---

૧૮

## ' ગુરૂરાજના ચરણે. '

( રાગ–કવાલી. )

અગાધ અજ્ઞાન અંધારે, તિમિર કુપંથના કૂપે;
ફસાયો તો અહા! ગુરૂજી! ચરણ સેવા મળી જ્યારે. ૧

જરીએ ભાન જીવનનું, ગુરૂજી ના હતું ત્યારે;
હતો નહિ જ્ઞાનનો છાંટો, ચરણ સેવા મળી જ્યારે. ૨

અસત્ ને સત્ય શામાં છે, સમજતો ના જરીએ હું;
ન જાણું ધ્યેય જીવનનું ચરણ સેવા મળી જ્યારે. ૩

ગુલામી પ્રેમથી કરતો, મહા એ મોહરાજાની;
ન બીતો પાપથી જરીએ, ચરણ સેવા મળી જ્યારે. ૪

જગતમાં મોજ માનીને, ગુરૂજી! હું અહા! ચરતો;
સુખે સંસારની બેડી, ચરણ સેવા મળી જ્યારે. ૫

અહો ભાગ્યે અહા! ત્યારે, ગુરૂજી! આપશ્રી મળીયા;
કરાવ્યું ભાન જીવનનું, ચરણ સેવા મળી જ્યારે. ૬

અસરકારક રૂડી રીતે, હૃદય વિદારી વાણીથી;
હૃદયના મર્મને વીંધ્યા, ચરણ સેવા મલી જ્યારે. ૭

અસત ને સત્ય શામાં છે, જણાવ્યું ઓર રીતિએ;
બતાવ્યું શ્રેય આત્માનું, ચરણ સેવા મળી જ્યારે. ૮

મહા ઉપકાર ગુરૂશ્રીનો, ન ભૂલું જીંદગી ભરમાં;
હૃદયમાંહી સ્મરૂં નિશદિન. ચરણ સેવા મળી જ્યારે. ૯

ગુરૂજી 'નિર્મળે' ચિત્તે, નમાવી શીર્ષ ચરણોમાં;
સદા માગું પ્રભુશ્રીની, ચરણ સેવા, ચરણ સેવા. ૧૦

---

૧૯

## 'પંખીડાનો સંદેશો.'

( રાગ–કવાલી )

અરે ઓ ! પત્ર પંખીડા, ઉડાવી પાંખ તું ઝટ જા;
જઇને દે તુ સંદેશો, પ્રીતે મુજ ધર્મ બંધુને: ૧

કહેજે નેક પોકારી, 'પર્યુષણ પર્વ' આ આવ્યું,
આરાધો શુભ ભાવે સૌ, ભૂષણ એ સર્વ પર્વોમાં: ૨

હઠાવો કર્મ શત્રુને, તપી તપ છઠ્ઠ અઠ્ઠમના;
રહીને આત્મના ધ્યાને, ભવિયા ! 'આઠ' આદરજો: ૩

હઠાવા કર્મ રિપુને, 'શત્રુને મિત્ર સૌ ગણજો',
જીવન સંદેશ છે સૌને, પ્રભુ ચોવીશમા જિનનો: ૪

સમેટી સર્વ આરંભો, અભય દેજો જીવોને સૌ;
શ્રેષ્ઠ એ દાન સર્વોમાં, યથાશક્તિ જરૂર દેજો: ૫

બીજાએ દાન સૌ દેજો, સુપાત્ર પાત્ર સમજીને;
સુમાર્ગે દ્રવ્ય ખરચીને, સફળ થાજો તમે સૌએ: ૬

વળી દિવસ ચોથાથી, કરી વિનય ગુરૂજીનો;
તમે સૌ 'કલ્પને' સુણજો, ભૂષણ એ સર્વ સૂત્રોમાં ૭

પછી 'સંવત્સરી' આવે, ખમાવી મિત્ર વળી શત્રુ;
'મિચ્છામિ દુક્કડમ' દેજો, હૃદયથી શલ્યને કાઢી.

---

૨૦

## 'શ્રી ગાૈતમ કેવલજ્ઞાન.'

---

( રાગ–કવાલી. )

પ્રભુ નિર્વાણ પામ્યા છે, અકારી સુણી એ વાણી,
મહાજ્ઞાની ગુરૂ ગૌતમ, કરૂણ શબ્દો ઉચ્ચારે છે; ૧

સુકાયે કંઠને તાલુ, હૃદયમાં વજ્ર લાગે છે,
નથી શક્તિ ઉચ્ચરવાની. નર્યો 'વી' શબ્દ ઉચરે છે: ૨

'વી'થી તો ભાન થાયે છે, 'વીતરાગ' યાદ આવે છે;
હૃદય પલટીજ જાયે છે, વિમોહી 'વીર' ભાસે છે. ૩

પરાજય મોહનો દેખી, બીધેલો રાગ નાસે છે,
પ્રાંતે ગાૈતમ અહા! ત્યાં તો, કરમ ઘાતી ખપાવે છે. ૪

( અનુષ્ટુભ્ )

ખપ્યા કર્મો સહુ સ્હેજે,
પ્રશસ્ત રાગ નાસતા,
અને આસો અમાવાસ્યે,
થયા ગાૈતમ કેવલી. ૫

૨૧

# 'દિવાળી મહાત્મ્ય.'

( રાગ–કવાલી )

રૂડી આસો અમાવાસ્યે, ભલા એ સ્વાતિ નક્ષત્રે;
બધા કર્મો ખપાવીને, પ્રભુજી મોક્ષમાં પ્હોંચ્યા: ૧

પ્રભુ નિર્વાણ જાણીને, સુરો સૌ દીન દેખાયા;
નયનમાં અશ્રુ લાવીને, પ્રભુ પાસે જઈ ઉભા: ૨

સકળ મુનિ અને સાધુ, હૃદયમાં શોકને ધારે;
સમજીને તોટને ખોટ, ભલા એ માર્ગદર્શકની: ૩

સકળ શ્રાવક શ્રાવિકા, પરમ ભકતો પ્રભુજીના;
અનાથ દીસે સહુ આજે, વિના એ નાથ દીનોના: ૪

યશસ્વી ભાવ દીવાનો, થયો ઉચ્છેદ જાણીને;
પ્રભુના ભક્ત નૃપોએ, પ્રકાશ્યા દ્રવ્યના દીવા: ૫

હજુએ તે મહા દિને, દિવાઓ લોકમાં થાયે;
દિવાની આળી દેખાયે, 'દિવાળી' તેથી કહેવાયે: ૬

દીપાયા ભાવ દીપકને, ભુલીને દારૂ ને ખાનું,
દિવાળીના દિવસે તો, પ્રગટાવો આત્મની જ્યોતિ: ૭

'નિર્મળ' પામી વળી 'કેવલ', ગુરૂ ગૌતમની પેરે;
સિધાવો સુખથી સૌએ પ્રભુ શ્રી વીરના પંથે. ૮

૨૨

## ' તમે શું ફોડશો દારૂ.'

( રાગ–કવાલી )

અરે ઓ જૈન બંધુઓ ! આવી આસો અમાવાસ્યા;
પુનિત એ ધર્મના દિને, તમે શું ફોડશો દારૂ ? ૧

સકળ કર્મો ખપાવીને, ચતુર્વિધ સંઘને સ્થાપી;
પ્રભુ નિર્વાણ પામ્યા ત્યાં, તમે શું ફોડશો દારૂ ? ૨

સુરો પણ દીન દેખાયા, વિના એ નાથ દીનોના;
નયનથી અશ્રુ સારે ત્યાં, તમે શું ફોડશો દારૂ ? ૩

સુરેન્દ્રો શોક દર્શાવે, વગાડી શોક મૃદંગો;
તમારો શોક દર્શાવા, તમે શું ફોડશો દારૂ ? ૪

હૃદયની ભક્તિ દર્શાવા, શ્રાવકો રાસડા ગાયે;
તમારી ભક્તિ દર્શાવા, તમે શું ફોડશો દારૂ ? ૫

અહિંસા ધર્મના ભાનુ, પ્રચંડ શક્તિ તણો સ્વામી;
સદાયે અસ્ત થાયે ત્યાં, તમે શું ફોડશો દારૂ ? ૬

'દિવાળી પર્વ' ઉજવવા, અહિંસા ધર્મ દીપકનું;
'જીવદયા' ધર્મના સ્થંભો, તમે શું ફોડશો દારૂ ? ૭

## ૨૩

## ' પર્વાધિરાજ.'

( રાગ–કવાલી )

સ્વપરના શ્રેયની ખાતર, પક્ષા પક્ષી ભૂલી જઇને;
આરાધો આઠ દિવસ તો, પર્વાધિરાજ પર્યુષણ. ૧

હઠાવા કર્મ રિપુને, સમેટી સર્વ આરંભો;
આરાધો મોક્ષનું સાધન, પર્વાધિરાજ પર્યુષણ. ૨

મહાવ્રતધારી ગુરૂશ્રીની, સુણી અમૃતમય વાણી;
આરાધો નિર્મળે ચિત્તે, પર્વાધિરાજ પર્યુષણ; ૩

કલ્પદ્રુમ 'કલ્પ'ના પુષ્પો, ઝીલીને બુદ્ધિના પટમાં;
હૃદય ઉંડાણમાં ટાંગો, પર્વાધિરાજ પર્યુષણ. ૪

પ્રગટાવી આત્મ–જ્યોતિને, તપરૂપી યજ્ઞથી–બંધુ;
કરો નિજ પાપ સૌ ભસ્મ, પર્વાધિરાજ પર્યુષણ. ૫

બતાવ્યો છે મહા મહિમા, પર્વોનો જ્ઞાની પુરૂષોએ;
પરમ છે પર્વ આ મોટું, પર્વાધિરાજ પર્યુષણ. ૬

મહા એ પર્વના દિને, સ્વરૂપ નિજ આત્મનું સમજી;
યથાશક્તિ ભજો બંધુ ! પર્વાધિરાજ પર્યુષણ. ૭

ખમાવી ઉરના ભાવે, જગતના પ્રાણી માત્રોને;
કરો 'નિર્મળ' હૃદય સૌએ, પર્વાધિરાજ પર્યુષણ. ૮

૨૪

## 'શ્રી વીરજિન સ્તુતિ.'

( રાગ—આશાવરી )

આજે આપણ સાૈએ પ્રેમે,
નામ મહાવીર લીજેઃ ટેક.

સુખદાયી સુનામ પ્રભુનું, મંગલ કારી પ્યારૂં,
કષ્ટ નિવારણ મનહર પ્રભુ તું, દુઃખિ'આધાર હું ધારૂં.
આજે આપણ સાૈએ પ્રેમે,
નામ મહાવીર લીજે. ૧

પ્રીતે જપીશું વીર જપ માળા, એજ હમારૂં કામ,
કર્મ પડલ સહુ દૂર કરી જે, અર્પે મુક્તિ નિધાન;
આજે આપણ સાૈએ પ્રેમે,
નામ મહાવીર લીજે. ૨

'નિર્મળ' દોલની વિનતિ અંતે, કરજો વ્હાર કૃપાળુ,
જ્યોતિ "આત્માનન્દ પ્રકાશ" કી, દેજો નિત્ય દયાળુ;
આજે આપણ સાૈએ પ્રેમે,
નામ મહાવીર લીજે. ૩

# શુદ્ધિપત્રક.

આ પુસ્તક વાંચતા પહેલાં નીચેની ભૂલો સુધારી લેવા મહેર-બાની કરશો.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧ | ૧૭ | ફુરસક્ | ફુરસદ |
| ૨ | ૩ | વખતના | વખતની |
| ૩ | ૩ | વેકેશનની | વેકેશનમાં |
| ૩ | ૨ | અતે | અને |
| ૩ | ૩ | ત્હેનામાં | ત્હેમનામાં |
| ૩ | ૧૮ | ધણુ | પણ |
| ૩ | ૨૨ | બને એ થઇ બેસી રહે | થઈ બેસી રહે એ તે |
| ૪ | ૯ | કેટવાક | કેટલાક |
| ૪ | ૧૩ | વાંચક વૃદ | વાંચક વૃંદ |
| ૫ | ૪ | નો | તો |
| ૫ | ૫–૬ | વાત વાત | વાત |
| ૬ | ૮ | બહુમાં | બહુમાં બહુ |
| ૭ | ૧૨ | હું | હું |
| ૧૨ | ૧૧ | કેળાધણીને | કેળવણીને |
| ૧૩ | ૫ | મંટળને | મંડળને |
| ૧૪ | ૪ | જવું | જેવું |
| ૧૪ | ૮ | છે | × |
| ૧૪ | ૮ | આધલ | આગળ |
| ૧૪ | ૧૧ | તોં | તો |
| ૧૪ | ૨૧ | આપનાની | આપવાની |
| ૧૪ | ૨૫ | શીખવાની | શીખવવાની |
| ૧૫ | ૧૨ | આપનામાં | આપવામાં |
| ૧૬ | ૧ | **विघ्नमयेननी चैः** | **विघ्नमयेन नोचैः** |
| ૧૬ | ૮ | છો | તો |
| ૧૬ | ૧૧ | વિચારોના | વિચારોમાં |



# જૈન યુવાનને!

ઓ જૈન સમાજના અદ્વિતીય નુર! ઓ શાસનોદ્યાનના ઉત્તમ કુસુમ! યુવાનીના આંગણેથી અખીલ અવની ઉપર આશાના પુર વહેવરાવનાર ઓ યુવાન! તું બહાર આવ. એ સૃષ્ટિના આસરંગી સૌંદર્યથી જરા અળગો થા અને મનુષ્યજીવનની સાર્થકતાનું ભાન કર. જો! તારી આગળ આ ધર્મધ્વજ પડયો છે તેને, હસ્તમાં લે કદાચ પડી જાય માટે તપ, અહીંસા અને સહિષ્ણુતાની સુવર્ણ દોરીએ તારે હાથે બાંધ અને એવો ફરકાવ કે જૈન સમાજનું એકે એક અંગ તેની ઘોર નીંદ્રામાંથી જાગે, પોતાની જવાબદારી સમજે, વડીલો પ્રત્યે ઋણ આપે અને ધર્મ પ્રત્યે પોતાના પ્રાણ પાથરતાં શીખે. આજ તારા ઉપર જૈનસમાજ ચક્ષુ ઢાળી રહ્યો છે, જો તું એને નીરાશ ન કરતો!

વા.